# બે હાથ જોડી



મુનિ શ્રી [illegible]ાલાલજી

પૂ. શ્રી. લાધાજી સ્વામી સ્મારક ગ્રંથમાળા : મણકો ૧૯ મો.

# બે હાથ જોડી

हे नाथ ! हे दयालो ! हे दीननाथ !
हे दीनबन्धो ! कृपासागर !
त्वमेव माता च पिता त्वमेव ।
त्वमेव बन्धुश्च सखा त्वमेव ।।
त्वमेव स्वामी शरणागतानां ।
त्वमेव संसार निवारकोऽसि ।।

દીન પ્રાર્થી :
સ્વ૦ જૈનાચાર્ય પૂ. શ્રી
લાધાજી સ્વામીના શિષ્ય
મુનિ શ્રી છોટાલાલજી

# અર્પણ



**સંસારાબ્ધિતારક પૂજ્ય ગુરૂવર્યશ્રીનાં ચરણારવિંદમાં.**

**સં**સારના ત્રિવિધ તાપથી બળીજળી રહેલા મારા જેવા મૂઢને જેણે શાશ્વત્ શાન્તિની ઝાંખી કરાવી અને સર્વ ભય-સર્વ દુઃખથી મુક્ત થવાનો સર્વોત્તમ–પુનિત માર્ગ–જે શ્રી ગુરૂચરણે અર્પણની મહત્તા સમજાવી, એટલું જ નહિ પણ પુણ્ય પાપ, સુખ દુઃખ, જીવન મરણ, એ સર્વની જોખમ-દારી પોતાને શિર છે–અર્પણ કરનારને તે સર્વ ભય બંધનો ટળી જાય છે, એવું જેણે સાચું ભાન કરાવ્યું તે સદ્ગત ગુરૂવર્ય

**પૂજ્ય શ્રી લાધાજી સ્વામીને જ**

હો સર્વસ્વ અર્પણની ભાવનાએ જ અર્પણ આ

**બે હાથ જોડી.**

ત્રિકરણ–યોગથી અર્પાએલ

**મુનિ છોટાલાલજી.**



# અંગુલિનિર્દેશ



**મ**નુષ્ય પ્રાણી જાણુપણે કે અજાણુપણે પણુ પોતાની સમજણુ મુજબ માની લીધેલા સુખની શોધમાં પ્રયત્ન કર્યે જાય છે અને ક્ષણિક ઐહિક સુખની થોડીશી પ્રાપ્તિ થતાં અજ્ઞાનવશતઃ આહ્લાદે છે; પણુ જેવું સંધ્યાના રંગ-સમું એ સુખ ક્ષણિક હોય છે તેવો જ ક્ષણિક એ આહ્લાદ નીવડે છે. સુખાભાસને તે સુખ સમજે છે; સુખ માટે મથ-નાર અને સુખની વચ્ચે તન્મયતા હોતી નથી; જે સુખા-ભાસને તે સુખ સમજે છે તે પ્રત્યે પણુ તેની સર્વસ્વાર્પણુ-વૃત્તિ હોતી નથી; સર્વસ્વાર્પણુ કે તન્મયતા વિના કોઈ શાશ્વત્ વસ્તુની પ્રાપ્તિ કદાપિ સંભવે ખરી ?

અબુઝ ભાવે પણ સુરૂચિપૂર્વક ગુરૂશ્રી પાસેથી સર્વ-સ્વાર્પણ સંબંધી વાતો અનેક વાર સાંભળી હતી, પરંતુ તે વખતે તે કથન યથાર્થરૂપે સમજાયું નહોતું; આજે હવે જેમ જેમ વાચન–વિચારમાં આગળ વધું છું તેમ તેમ એ અબુઝ ભાવે સાંભળેલી શ્રી ગુરૂવાણી વિસ્તૃત તથા વિશુદ્ધ સ્વરૂપમાં સમજાતી જાય છે. તે વિચાર અને વાચનને પરિણામે એવી માન્યતા બંધાતી જાય છે કે–કોઇની પણ સૂચના વિના, કોઇની મહત્તા કે પ્રભાવમાં અંજાયા વિના, ગાડરીયા પ્રવાહની માફક એક બીજાની પાછળ તણાયા વિના, સ્વાત્માની અર્પણવૃત્તિ જેના ચરણમાં સહેજ થઈ જાય, અંતઃકરણમાં સહજે 'હા...શ' થઇ જાય–વિરામ પામી જવાય, એ જ ગુરૂ–એ જ પ્રભુ–એનાં જ ચરણારવિંદમાં સર્વસ્વાર્પણ કરી દેવું તે જ આત્મોન્નતિનો ઇષ્ટ માર્ગ છે: પછી તે ગુરૂ ગૃહસ્થના વેશમાં હોય કે ત્યાગીના વેશમાં હોય, પંડિત હોય કે અપંડિત હોય, દુનિયાની દૃષ્ટિએ સદાચારી મનાતો હોય કે ન હોય, અર્પણ કરનારને માટે તો જ્યાં અંતરાત્માને વિશ્રાન્તિ મળી ત્યાં જ પ્રભુનું પ્રભુત્વ છે, ત્યાં જ ભવસમુદ્રને તરવાનો ઉપાય રહેલો છે.

સ્વાર્પણવૃત્તિનું પ્રકટીકરણ એ કાંઈ સહેલી વસ્તુ નથી. માનુષી પ્રેમ ક્રમશઃ વિશુદ્ધ થઈને દિવ્યતાને પામતો નથી, ત્યાંસુધી સ્વાર્પણવૃત્તિ દુર્લભ છે; છતાં એટલું સ્મરણમાં રાખવું જોઇએ કે દિવ્ય પ્રેમ માનુષી પ્રેમમાંથી જ પ્રકટે છે. તમે ગમે તે મનુષ્યમાં ગુરૂભાવ ધારણ કરીને સ્વાર્પણ કરો, કોઇ દેવમૂર્તિમાં તન્મય ભાવે સ્વાર્પણ

કરો, કિંવા નિરંજન નિરાકારમાં સ્વાત્માનું અર્પણ કરો : એ બધું દિવ્ય પ્રેમનું જ પ્રકટીકરણ છે. એ દિવ્ય પ્રેમ તમારામાં પ્રેમનાં ગીતો ગાવાથી, કથાઓ સાંભળવાથી કે કોઈ નિગૂઢ શાન્તિમાં કલાકો કે દિવસો ગાળવાથી આવવાનો નથી. તે માટે તો તમારે સેવાવૃત્તિ ખીલવવી જોઇએ; એક અણુથી માંડીને ઠેઠ પરમાત્મા સુધીના સર્વ જીવોની સેવા કરવાની વૃત્તિ તમારામાં જન્મ પામવી જોઇએ. એ સેવાને માર્ગે તમે દિવ્ય પ્રેમવાળા થઇ શકશો અને એ પ્રેમ જ તમને સર્વોપરિ સ્વાર્પણ કરતાં શીખવશે. પ્રભુ-પ્રાર્થના એ શું છે? એ પણ પ્રભુ પ્રત્યે સ્વાર્પણ કરવા મથતા આર્ત્ત આત્માનો પોકાર માત્ર છે! અને તેટલા માટે જ એક અંગ્રેજ કવિ ખરૂં કહે છે કે–" જે મનુષ્યોને તથા પશુ–પક્ષીઓને ચાહે છે, તે જ ખરી રીતે પ્રાર્થના કરે છે; જે નાની તેમ મોટી દરેક વસ્તુને ચાહે છે, તે જ ખરી પ્રાર્થના કરે છે; કારણકે જે વહાલો પ્રભુ આપણને ચાહે છે તે સર્વને ચાહે છે."

જ્યારે એક વાર શ્રી ગુરૂચરણે કિંવા પ્રભુચરણે સર્વસ્વનું અર્પણ થઇ ચૂક્યું, પોતાનું કે પોતાપણું કશું ન રહ્યું, ત્યારે ખાત્રીથી માનવું કે પુણ્ય–પાપ, ધર્મ–અધર્મ, નીતિ–અનીતિ, સ્વર્ગ–નરક, એ બધી માયાબંધનની બેલડીઓ સિવાય બીજું કશું નથી. સર્વસ્વનું અર્પણ કરનારને એ બેલડીઓ આભડી શકતી નથી; સંસાર–વ્યવહારમાં પડેલાઓને પણ એ બેલડીઓનાં બંધન કશું કરી શકતાં નથી; તે તો કેવળ અલિપ્ત જ રમતો હોય છે. તેની પાસે

ભય ઢૂકી શકતો નથી તે તેના સ્વાર્પણની મહત્તા છે. પરન્તુ આ કોટિએ વિરલ મનુષ્ય જ પહોંચી શકે છે. એ દશાએ પહોંચેલા મનુષ્યના અંતરમાં તો એક કવિ કહે છે તે મુજબ એમજ થાય છે કે–"જ્યારે પ્રભુ આપે છે, ત્યારે સર્વે સારૂં છે; પણ જ્યારે ના પાડે છે ત્યારે પણ તેટલું જ સારૂં છે. તેના બાદશાહી હાથથી આવતાં દુઃખો પણ છૂપા આશીર્વાદો છે." આ કોટિએ પહોંચવા માટેનો અંગુલિનિર્દેશ જ આ પુસ્તકનો હેતુ છે. તે હેતુ સફળ થાય એટલી વાંચ્છના માત્ર છે.

આ મારા અલ્પ પ્રયત્નમાં મારા હમેશના સહાયક મુનિ શ્રી લક્ષ્મીચંદ્રજીનો હું આભાર માનું ? કૃતઘ્ન ન થવાને મારે કહેવું જોઇએ કે મને તેમણે પુષ્કળ સહાય કરી છે. તે ઉપરાંત આ પુસ્તકના પહેલા ત્રણ પાઠ કે જે "શારદા"ના ડીસેમ્બર ૧૯૨૮ માંના હિંદી લેખના અનુવાદ-રૂપ છે તે માટે હું એ હિંદી લેખકનો પણ કેમ અભાર ન માનું ? અને છેલ્લે મારી નરમ તબીયતને કારણે પુસ્તકની પ્રસિદ્ધિ વિલંબમાં પડી તે માટે જિજ્ઞાસુ વાચકોની ધીરજને પણ ધન્યવાદ આપવો જોઇએ.

ભલગામડા
વૈશાખ વદિ ૨ શનિવાર
વિ. સં. ૧૯૮૫ : વીર સં. ૨૪૫૫

જૈન મુનિ છોટાલાલજી



# અનુક્રમણિકા







ॐ श्री. पार्श्व ।।

# બે હાથ જોડી



## પાઠ ૧ લો

ભગવન્! કોઇ આપને રામ કહે છે, કોઈ કૃષ્ણ કહે છે, કોઇ શિવ સમજે છે, કોઈ શક્તિ, તો કોઈ બુદ્ધ કહે છે, કોઇ મહાવીર કહે છે, કોઈ મહમ્મદ માને છે, કોઇ જીસસ ક્રાઇસ્ટ કહે છે, કોઇ ઈસા મસીહ તો કોઇ જરથુસ્ત ઇત્યાદિ અનેક જૂદા જૂદા નામથી આપને ઓળખે છે; પરન્તુ મારા મનથી, પ્રભુ! આપ એ જ દયામય અને પ્રેમમૂર્તિ છો કે જેણે અમારા કલ્યાણ–ઉદ્ધારને માટે પોતાનાં અનંત સુખોનો ત્યાગ કરી દીધો છે, જેણે અમારા આરામ–

સુખને માટે પોતાનાં દિવ્ય આનંદમય સ્વરૂપને સંકેલી લેઈ પ્રાપંચિક દુનિયાનાં દુઃખને સ્વીકારી, અમ સરીખા મેલા-ઘેલાની વચમાં આવી વાસ કરેલ છે ! પ્રભુ ! આપ એવા દયા-સાગર છો કે દુઃખીઓનાં દુઃખ સાંભળી આપ કોઇ ને કોઇ રૂપમાં દોડી આવો છો, પરંતુ અમે જ કોઇ એવા મંદ-ભાગી છીએ કે આપને યાદ પણ કરતા નથી.



પ્રભો ! અમે અમારા માનેલા મિત્રોમાં મુગ્ધ બન્યા છીએ; દિવસ અને રાત્રિ એની ખીદમત-ખુશામત કરવામાં લાગી રહ્યા છીએ, કે-જે મિત્રો એકાન્ત સ્વાર્થના સગા છે; પરન્તુ અમારા સાચા સગા અને હંમેશના સાથી એવા આપની પ્રાર્થના કરવાને માટે પણ અમારી પાસે એક ક્ષણ જેટલો સમય નથી ! જેને અમે યાદ ન કરીએ તોપણ જે અમને વારંવાર યાદ કરે છે, જેને અમે ભૂલી જઇએ છીએ છતાં અમને જેઓ કદિ ભૂલતા નથી, અમે જેની પ્રાર્થના ન કરીએ તોપણ જે અમારાપર પ્રેમામૃત વર્ષાવી રહેલ છે, જેની એક પણ આજ્ઞા અમે ન માનીએ તોપણ જે અમારૂં કલ્યાણ ઇચ્છે છે-અમારૂં કલ્યાણ કરે છે: એવા આપથી અમે હંમેશાં વિમુખ ફરીએ છીએ. પ્રભો ! એ અમારી કૃતઘ્નતા નહિ તો બીજું શું ?



દીનબન્ધો ! અમે આપના દ્વાર પર આવીને પડ્યા છીએ : આપની મરજીમાં આવે તો ધક્કા દો અથવા તો આપની

હજુરમાં અંદર બોલાવી લ્યો. અમે કબૂલ કરીએ છીએ કે અમે અપરાધી છીએ, અભિમાની છીએ, નિર્લજ્જ છીએ, પાપી છીએ, અજ્ઞાની છીએ, જે કાંઇ છીએ તે છીએ; પરંતુ હવે સર્વ છળ, કપટ, પ્રપંચ છોડીને આપની સન્મુખ ઊભા છીએ. ગમે તેવા છીએ તોપણ, પ્રભો ! અમે આપને શરણે આવ્યા છીએ; તો અમારાં પાપનો નાશ કરો, અમને પવિત્ર બનાવો, અમારામાં રહેલ અજ્ઞાનનો પડદો ફાડીને ફેંકી દ્યો; કારણ ? અજ્ઞાન એ અમારી મૂળ સ્થિતિ નથી, અવિદ્યા એ અમારો ધર્મ–સ્વભાવ નથી, અમે એવી કોઇ ચીજ અમારી પાસે રાખવા હવે નથી ઇચ્છતા કે જે અમારો ધર્મ ન હોય, અમારા સ્વભાવથી–આત્મધર્મથી વિરૂદ્ધ હોય !



દયાસિન્ધો ! હૃદય ભારે ભારે લાગે છે. શું આપે કોઇ નક્કર ચીજ અમારા હૃદય પર રાખી દીધી છે ? જો રાખી હોય તો–રહેવા દીધી હોય તો હવે તે ઉઠાવી લ્યો.



દયાળુ ! હવે અમે એ અવિદ્યાના પોટલાનો બોજો ઉપાડી શકતા નથી. હવે તે તાકાત અવિદ્યાને સાચવવાની–એ બોજાને ઉઠાવવાની શક્તિ અમારામાં નથી. સાચી વાત તો એ જ છે કે એ અવિદ્યાના બોજાને અમારી પાસેથી ખેંચી લેઇ આપ આપની જ પાસે રાખો. એ આપની આપેલી વસ્તુ છે, તો તેને આપની જ પાસે રહેવા દ્યો. અમોને એ અવિદ્યાની શું જરૂર છે ? જરાએ નહિ !



અમારી પાસે એ અવિદ્યા સુંદર સ્વરૂપમાં–મોહક રૂપમાં હતી, પણ એ મોહક સ્વરૂપ પણ અજબ નીકળ્યું. એ સુંદર સ્વરૂપ હોવા છતાં તે અમને પાયમાલ કરનાર નીવડેલ છે. અમને ખરાબ રીતે નાચ નચાવનાર તે નીવડી. હવે એ સુસ્વરૂપા ડાકિણી અવિદ્યાને અમારા નવ ગજના નમસ્કાર છે. એ સુવર્ણ શા કામનું કે જેનાથી કાન તૂટે? અમારે એવું ઔષધ નથી જોઈતું કે જે શરીરના મળ કાઢવા–સાફ કરવાની સાથે અમારા આંતરડાં–કલેજાંનો પણ નાશ કરી દે! હે નાથ!! દયા કરો અને એ અવિદ્યાની બલાને હઠાવી દ્યો, એવી આશાથી અમે આપને શરણે આવ્યા છીએ! જોજો! અમારે આપની પાસેથી નિરાશ જવું ન પડે!





## પાઠ ૨ જો

મહાત્મન્! અમે સમજી શકીએ છીએ કે અમે આપની દયા, આશા અને કૃપાના અધિકારી તો નથી, કારણ-કે જેઓ અમારી દયાનાં પાત્ર છે તેઓની ઉપર અમે કદિયે દયા કરી નથી. જેઓ અમારી તરફથી પોતાના દુઃખની નિવૃત્તિની આશા રાખતા હતા તેઓને અમે હતાશ-નિરાશ કર્યા છે, એટલું જ નહિ પરન્તુ તેઓનાં કષ્ટોમાં વધારો કર્યો છે. તે ગરીબો પર અમે અત્યાચાર પણ કર્યા છે, તો અમે શું મ્હોડું લેઇને આપની પાસે દયાની યાચના કરીએ? અથવા આપની પાસેથી દુઃખની નિવૃત્તિની આશા રાખીએ? અમારો જન્મ કષ્ટ અને અત્યાચારો દૂર કરવાને માટે છે, માત્ર આપની દયાની યાચના કરવા માટે જ નહિ; છતાં પ્રભો! આપ દયાસાગર છો; આપની દયામય દૃષ્ટિ અધિ-કારી-અનધિકારી સર્વના પર એક સરખી રીતે જ રહે છે. અધિકારીઓને તો આપની દયા પ્રાપ્ત કરવાનો અધિકાર છે, એના પર આપ દયા કરો તે દયા નહિ પણ ન્યાય છે, પરન્તુ જેઓ અધિકારી નથી તેઓને અધિકારી બનાવી લેવા એ જ આપની દયા છે, એ જ આપની ઉદારતા છે, એમાં જ આપની મહત્તા છે, પ્રભો!



પ્રભો! કદાચ આપ આપની ઉદારતાથી અમારો તિર-સ્કાર ન કરો, અમને મના ન કરો, પરન્તુ અમે અમારી

અપવિત્રતાના નિરંતર સહવાસથી આપના શરણુમાં આવવાને ઇચ્છતા નથી; હવે એ અપવિત્રતાને એક ઘડીભરને માટે પણુ અમે પાસે રાખવા ઇચ્છિતા નથી. હવે અમે તે અપવિત્રતાની સામે આડી નજરે પણુ જોવા ઇચ્છતા નથી, કારણુકે એ અપવિત્રતાએ અમને જન્મ મરણુની ભઠ્ઠીમાં ભૂંજી નાંખેલા છે, અમારા અંતઃકરણુમાં તૃષ્ણુાની હોળી-જવાળા પ્રકટાવી છે, અમારા મૂળ સ્વરૂપને મલિન કરી દીધું છે; હવે એ અપવિત્રતા સાથે સંબંધ ક્યાંસુધી રાખવો ? પરમાત્મન્ ! અમે તો ઇચ્છીએ છીએ કે અમારી એ અપવિત્રતાને ખેંચી લેઇને તેને સમુદ્રને તળીયે દફનાવી દઇ તેના પર હિમાલય પર્વતને મૂકીને દાબી દ્યો : એવી અમારી દીન યાચના છે. અમે તો માનીએ છીએ કે આપની પણુ એવી જ મરજી છે, કારણુકે આપનો તો સ્વભાવ જ એ છે-આપનું સ્વરૂપ જ એ છે; સ્વસ્વરૂપથી વિરૂદ્ધ કોણુ વર્તી શકે છે ?



**અં**તર્યામી ! શું આપની મરજી અમને સ્વર્ગ આપવાની છે ? જો એવી મરજી હોય તો, પ્રભુ ! માફ કરજો ! આપની એ ઉદારતાને રહેવા જ દેજો. આપ આપની એ સ્વર્ગ આપવાની ઉદારતા-કૃપાદૃષ્ટિ એવાઓ પર કરજો કે જેઓ સ્વર્ગ મેળવવા માટે આપની પાસે નિરંતર પ્રાર્થના કરતા હોય. અમે સ્વર્ગ તો શું, ત્રણુ લોકનું રાજ્ય, અપવર્ગ, મોક્ષના સુખની સ્વપ્નમાંય કલ્પના કરતા નથી-ઇચ્છિા કરતા નથી. હા ! અમને એક ઇચ્છા છે, માત્ર એક જ ચાહના છે; જો અમને કાંઇ પણુ આપવાની આપની ઇચ્છિા

હોય તો એ એક જ આપજો અને તે "**આપનું શરણ.**" એ સિવાય અન્ય કોઇ પણ પદાર્થ કે સ્થિતિની અમને ઇચ્છા નથી. આપ ગમે તેટલાં પ્રલોભન આપો, ગમે તેટલી લાલચ આપો, ગમે તેટલા ભય બતાવો, તોપણ માત્ર આપના શરણ સિવાય બીજી એકકે અમારી ઇચ્છા નથી. હવે એવા ફંદામાં ફસાવાવાળા અમે નાદાન નથી, કારણકે આપનું **દિવ્ય-શુદ્ધ સ્વરૂપ** હવે અમે જોઈ શકયા છીએ અને તેથી જ આપના શરણની મહત્તા જાણી શકયા છીએ.



**શું** અમારા આ જવાબથી આપ અમારી પર રોષ કરશો ? પ્રભો ! ભલે રોષ કરો, ભલે અમારાથી રીસાઇ જાઓ, તેની અમને પરવા નથી. અમે આપને માત્ર રાજી કરવાની ખાતર જ સ્વર્ગની બક્ષીસનો સ્વીકાર કરીએ તેના કરતાં આપનો રોષ વહોરવો એ અમારા માટે વધારે કલ્યાણ-કારક છે. દયાળુ ! આપ અમારી પરીક્ષા કરો છો ? કૃપાળુ ! આપે જરા એટલો તો વિચાર કરવો હતો કે-અમારા જેવા સામાન્ય અને શક્તિહીન જીવોને આવા વજ્રમય સકંજામાં પીલવા તે યોગ્ય છે કે નહિ ? આ કીડી જેવા જીવો આ વજ્રમય મુદ્દગરના પ્રહારો સહી શકશે કે નહિ ? પ્રભો ! અમારાં પ્રારબ્ધ-પૂર્વ કર્મના લેખનાં એ પાનાંને ફાડી નાંખો કે જે પાનાં ઉપર અમારાં કાળાં કર્મ-અમારા અપરાધો લખાયા હોય ! હવે એ ખાતાને માંડી વાળો, હવે સ્વર્ગ-નરકના ઝઘડાનો નાશ થઈ જવો જોઇએ, એવી અમારી દીન પ્રાર્થના છે.



## પાઠ ૩ જો

કૃપાસિંધો! આપને અમે શું નિવેદન કરીએ? આપની પાસે શું નથી? સર્વ કાંઇ છે. આપ તો અનંત અને શાશ્વત લક્ષ્મીના ભોક્તા-માલેક છો! આપ સંપૂર્ણ ઐશ્વર્યના માલેક હોવાથી જ આપ ઇશ્વર કહેવાઓ છો. આપ સ્વયં જગદીશ્વર છો, તો પછી અમે આપના ચરણમાં શું ધરીએ! અમારી પાસે જે કાંઇ છે તે સર્વે આપની કૃપાપ્રસાદી છે. અમારી પાસે એવી કઈ વસ્તુ છે કે જેને અમે અમારી કહી શકીએ? જે કાંઇ અમારી પાસે છે તે બધુંએ આપનું જ છે, અને અમારી પાસેની બધી ચીજ આપની જ છે, તો પછી આપની જ ચીજ આપના ચરણે કેવી રીતે ધરવી? હા? એક ચીજ એવી છે કે જેને અમે અમારી કહી શકીએ; તે અમારી પાસે છે અને આપની પાસે તે નથી; તે વસ્તુને અમે આપના ચરણે ધરી દઇશું. તે વસ્તુ બીજી કોઇ નહિ પણ અમારૂં **મન** છે. અમારૂં મન અમારી સાથે છે. આપનું મન આપની પાસે નથી, તે તો મરી ગયું છે, તેથી આપ **અમના** છો અને અમે **સમના** છીએ. તેથી અમે અમારૂં મન આપના ચરણમાં ધરી દઈ આપને પ્રસન્ન કરીશું અને અમે મનરહિત થઈશું.



અમે સમજીએ છીએ કે અમારી એ ભેટ બહુ જ તુચ્છ છે, ક્ષુદ્ર છે, જરૂરથી હલકી ભેટ છે. આવી મલિન ભેટ આપના ચરણારવિંદમાં ધરતાં અમને બહુ જ સંકોચ થાય છે. પરન્તુ અમે કરીએ શું ? અમારી શક્તિ જ એટલી છે. ભગવન્ ! એ અમારી મલિન ભેટને આપ આપની ઉદારતાથી પવિત્ર બનાવી ધ્યો. શું આપ એ તુચ્છ ભેટને શ્રેષ્ઠ નહિ બનાવો ? અવશ્ય બનાવશો જ. દેવ ! આપ તો હૃદયની પરીક્ષા કરી રહ્યા છો. હૃદયથી—અમારા શુદ્ધ હૃદયથી ધરેલી એ તુચ્છ ભેટ આપનાં ઉદાર અને પવિત્ર ચરણોમાં જરૂર સ્થાન—સત્કાર પામશે એવો અમને સંપૂર્ણ વિશ્વાસ છે. અમે તો અમારૂં મન આપને સમર્પી ચૂકયા છીએ, હવે આપની જેવી ઇચ્છા હોય તેમ કરો. અમને એ પણ સંપૂર્ણ વિશ્વાસ છે કે આપની ઇચ્છા માત્ર અમારા કલ્યાણની જ છે.



અનાથના નાથ ! નારાજ ન થશો, અમારાથી આપની પ્રાર્થના થતી નથી; અને પ્રાર્થના કરીએ પણ કેવી રીતે ? તે દિવસે અમે પ્રાર્થના કરવા બેઠા તો અમારી ચારે તરફ અદ્‌ભુત પ્રકાશ છવાઈ ગયો ! તે પ્રકાશ ચંદ્રનો અથવા સૂર્યનો ન હતો. એ પ્રકાશ શેનો હતો એમ પૂછો છો ? તે તો જરાએ માલૂમ નથી; પરન્તુ તે પ્રકાશમાં ચંદ્રના પ્રકાશની શીતળતા બહુ જ હતી, સૂર્યના પ્રકાશની તેજસ્વિતાથીએ અધિક ઉજ્જવળતા હતી; એ પ્રકાશમાં અમે ચારે તરફ નજર ફેરવી તો અમે ચારે તરફ અમને જ દીઠા. આપ તો દેખાયા જ નહિ ! અમે તો બહુએ તજવીજ કરી,

પરન્તુ આપનાં દર્શન ન જ થયાં. ત્યાં અમે અમને જ જોયા-આપને તો દેખ્યા જ નહિ, તો પછી અમે પ્રાર્થના કોની અને કેવી રીતે કરીએ ? હા ! આજ આપ દેખાઇ ગયા, આપનાં દર્શન થઈ ગયાં, પરન્તુ આજે તે દિવ્ય પ્રકાશ નથી, ચારે તરફ અંધકાર છે. એ અંધકારમાં અમે આપને કેવી રીતે ઓળખી શકીએ ? શું આપ અંધકારમાં જ દર્શન આપો છો-પ્રકાશમાં નહિ ? જો ખરેખર એમ જ હોય તો અમે નિરૂપાય છીએ, કારણકે અમે અન્ધારામાં જોઇ શકતા નથી. અજ્ઞાનની અવસ્થામાં અમે નથી જાણી શકતા કે આપ કોણ છો અને પ્રકાશની દશામાં આપ આવતા-દેખાતા નથી : હવે તો મુંઝાઇ મરીએ છીએ, મહારાજ !



**આપ** ચાહે તેમ સમજો, જેમ ઠીક લાગે તેમ કહો, પરન્તુ અમે ખાસ કરી સાચી ઓળખાણ વિના કોઈની પ્રાર્થના નહિ કરી શકીએ ! કદાચિત્ આપને ઓળખ્યા વિના આંખો બંધ કરી પ્રાર્થના કરવા લાગી જઈએ તો અમે અમને પોતાને જ-આત્મસ્વરૂપને જ ખોઇ બેસીએ છીએ. પ્રાર્થનાની ધૂનમાં અમારૂં હુંપણું ખૂબ વધી જાય છે અને અમે અમારાપણું ભૂલી જઇએ છીએ. વખતે અમે જ રહી શકતા નથી, આપ જ રહો છો, અને જ્યારે પ્રાર્થના કરવાવાળો જ ન રહે તો પછી પ્રાર્થના કોણ કરે ? કોની કરે ? પ્રાર્થના **મનમાં** થયા જ કરે છે. અમારૂં મન આપના ચરણોમાં ચડી ચૂક્યું છે. હવે અમે ઉન્મના-મનરહિત છીએ. અમને અમારો જ પત્તો જડતો નથી, તો પછી બીજાના

ભાનની તો વાત જ શું કરવી ? એવી અવસ્થામાં કદાચ આપની પ્રાર્થના ન બની શકે તો અમે શું કરીએ ?



પ્રભો ! હું લાચાર છું, વિવશ છું, બેભાન છું : અનન્ત દયાળુ ! દયાસાગર ! માફ કરો, મારા સર્વ અપરાધોને ભૂલી જઈ મને આપના શરણમાં લ્યો : નાથ !

[ મુ. છો. ]





## પાઠ ૪ થો

હે પ્રભો ! કાળી મેઘલી રાત્રિમાં ગાઢ અંધકાર ફેલાઈ જાય છે, પણ એ અંધકારનો ઢગલો સૂર્યના પ્રકાશથી જેમ એકદમ નાશ પામી જાય છે, તેમ આપની સ્તુતિથી જીવોના અનેક ભવોનાં સર્વ પાપો ક્ષણ માત્રમાં કપાઇ જાય છે; એવો આપની સ્તુતિનો પ્રભાવ છે, માટે અમારાથી આપની સ્તુતિ થયા કરે એવી અમને સદ્બુદ્ધિ આપવાની કૃપા કરો !



ત્રણે લોકમાં સર્વથી શ્રેષ્ઠ હે પ્રભુ ! આપને મારા નમસ્કાર છે. સર્વ પ્રાણીઓનાં કષ્ટ હરનાર હે પ્રભુ ! આપને મારા નમસ્કાર છે. હે અનંત બ્રહ્માંડના નાથ ! આપને મારા નમસ્કાર છે. જેમ પ્રલયકાળનો “ **વડવાનળ** ” નામે અગ્નિ સમુદ્રનું શોષણ કરી જાય છે તેમ અમારા ભવરૂપી સમુદ્રોનું શોષણ કરનારા હે પ્રભુ ! આપને મારા નમસ્કાર છે.



હે પ્રભો ! આ સંસારરૂપી સમુદ્રમાં અમે અનેક યુગો થયા પડેલા છીએ, તેમાંથી છોડાવનાર તમે જ છો; તમારા વિના બીજું કોઇ પણ આ દુસ્તર સંસારસાગરમાંથી અમને તારી શકે તેમ નથી. માટે હે નાથ ! હવે તારી લ્યો, તારી લ્યો !



હે પ્રભો ! આપના પવિત્ર માર્ગમાં ચાલનારા મહાન્ સંતો કહે છે કે, હે પ્રભો ! આપ નાશરહિત છો, આપ નિર્વિકારી છો, આપ ચિન્તવનમાં આવી શકો નહિ એવા છો, આપના ગુણો અસંખ્ય છે, આપ પાપનો નાશ કરનારા છો, આપ યોગીઓના ઇશ્વર છો, આપ જ્ઞાનસ્વરૂપ છો, આપ પ્રેમસ્વરૂપ છો, આપ અનેક રૂપ ધરનારા છો, તથા આપ એક જ રૂપમાં રહેનાર પણ છો. હે નાથ ! આપના મહિમાની જે જે વાતો કહીએ તે બધી થોડી જ છે, અને આપના સ્વરૂપની જે જે વાતો કહીએ તે બધી ગમે તેવી સારી લાગતી હોય તોપણ આપના મહિમાના પ્રમાણમાં તે અધૂરી જ છે, અને તેમ છતાં પણ અજાયબીની વાત એ છે કે, તેમાં જ અમારૂં મન રમણ કર્યા કરે છે; અને આપનો પ્રતાપ એટલો બધો છે કે આપના મહિમાની મીઠી મીઠી લાગતી અધૂરી અધૂરી વાતોથી પણ અમારૂં કલ્યાણ થઇ જાય છે, એવું આપનું સામર્થ્ય છે ! ધન્ય પ્રભો ! ધન્ય ! આપની પ્રભુતાને ધન્ય છે ! ધન્ય છે !



હે પ્રભો ! અમોને તારવા માટે આપનામાં જે કુશળતા છે તે કુશળતાને ધન્ય છે. અમારી ઉપર આપનો જે વાત્સલ્ય ભાવ છે તે વાત્સલ્ય ભાવને ધન્ય છે. અમોને આપ જે સદ્ધર્મ બતાવો છો તે સદ્ધર્મને ધન્ય છે. અમોને જે કળાથી જગત્‌ની વસ્તુઓનાં સ્વરૂપ સમજાવો છો તે આપની કળાને ધન્ય છે, અમોને જે ઉંડાણથી કર્મનાં પરિણામો બતાવો છો, તે ઉંડાણને ધન્ય છે. અમોને જે ખૂબીથી

સ્વર્ગનો ને મોક્ષનો માર્ગ બતાવો છો તે ખૂબીને ધન્ય છે. જે અજબ જેવી ભાષાથી આ બધું અમને સમજાવો છો તે આપની ભાષાને પણ ધન્ય છે, ધન્ય છે. અને આ બધું કરતાં છતાં, આપ જે પવિત્રતા અને જે નિર્લેપપણું રાખો છો તેને પણ ધન્ય છે, ધન્ય છે. હે પ્રભો! આવી આવી આપની અનેક ચતુરાઇને જ્યારે દેવતાઓ ધન્ય ધન્ય કહ્યા કરે છે, ત્યારે આપને પોતાને માટે કહેવા જેવા શબ્દો તો અમોને અમારી ભાષામાં ક્યાંથી જ મળે? ન જ મળે. માટે જ વેદો થાકી થાકીને અંતે કહે છે કે **નેતિ, નેતિ, નેતિ;** પણ અમોને એથી તૃપ્તિ થતી નથી, માટે અમો તો અમારા આનંદને ખાતર કહ્યા કરીશું કે ધન્ય છે, ધન્ય છે, ધન્ય છે, પ્રભુ! તમને ધન્ય છે. એ સિવાય હવે બીજું કાંઇ વધારે બોલતાં અમને આવડતું નથી.



હે પ્રભો! આપના નામના મહિમાનાં તે કેટલાંક વખાણ કરીએ? કારણકે આપના નામના મહિમાનો તો પાર જ આવતો નથી. એ માટે એક મહાત્મા એમ કહેતા હતા કે, જેમ સૂર્યનાં કિરણોથી અંધકાર નાશ પામી જાય છે, તેમ મહાબળવાન્ રાજાની અજીત સેના પણ આપના નામના બળથી નાશ પામી જાય છે. મતલબ કે આપના નામના બળની આગળ હજારો હાથી, લાખો ઘોડા, અને કરોડો માણસોનું બળ પણ કાંઈ હિસાબમાં નથી. માટે હે નાથ! આવું આપનું અદ્‌ભુત બળવાળું સફળ નામ પળે પળે લેવાય અને શ્વાસોશ્વાસે જપાય એવી અમારા અંતરૂમાં પ્રેરણા કરવાની કૃપા કરો.



હે નાથ! આપના મહામંગળકારી પવિત્ર નામના પ્રતાપથી બહારની બેડીઓ તૂટી જાય એમાં તો કાંઇ નવાઇ જ નથી, પણ હે પ્રભો! આપના પવિત્ર નામના પ્રભાવથી અંતરનાં અનેક બંધનો તૂટી જાય છે અને તે એવાં દૃઢ કે જેમાં નાંખી નજર પહોંચે નહિ તેવાં બંધનો પણ તૂટી જાય છે; જેમકે, આ જન્મનાં બંધનો તૂટી જાય છે, કામ-ક્રોધનાં બંધનો તૂટી જાય છે, માન અપમાનનાં બંધનો તૂટી જાય છે, સુખ દુઃખનાં બંધનો તૂટી જાય છે, જીવવાની ઇચ્છાનાં બંધનો તૂટી જાય છે, મરણભયનાં બંધનો તૂટી જાય છે, અને ટુંકામાં એ જ કે ગમ ન પડે તેવી અકળ ગતિવાળી માયાનાં બધાં બંધનો પણ હે પ્રભો! આપના નામસ્મરણથી તૂટી જાય છે! આવું આપના નામસ્મરણમાં બળ છે. માટે હે નાથ! અમારા અંતરને સંતોષ થાય એટલું અમારાથી દરરોજ આપનું સ્મરણ થાય એવી અમારા ઉપર કૃપા કરો!



હે પ્રભો! જેમ પાણી અગ્નિને બુઝાવી નાંખે છે, તેમ આપનાં નામકીર્તનરૂપી જળમાં એવું મહાન્ બળ છે કે જગત્‌ને ભસ્મ કરી દે તેવા પ્રબળ દાવાનળ અગ્નિને પણ તે શમાવી દે છે. આવા આપના શાન્તિદાયક નામનું કીર્તન હે પ્રભો! અમારી જીભને ગમી જાય, અમારી વાણી માર્ફત અમારા કંઠમાં ઉતરી જાય અને અમારા અંતરમાં જામી જાય એવી અમારા ઉપર દયા કરો.



હે નાથ! આપના ચરણકમળમાં અમે અમારા દેહથી નમીએ છીએ, અમારી આંખોથી નમીએ છીએ, અમારા મસ્તકથી નમીએ છીએ, અમારા મનથી નમીએ છીએ, અમારી વાણીથી નમીએ છીએ, અમારી બુદ્ધિથી નમીએ છીએ, અમારી ભાવનાઓથી નમીએ છીએ, અમારી લાગણીઓથી નમીએ છીએ, અને અમારા પ્રાણાત્માથી નમીએ છીએ, માટે અમારી ઉપર કૃપા કરો, કૃપા કરો! અને અમને આપના ચરણકમળમાં અખંડ શાન્તિ મળે તેવું કરો, એ જ અમારી પ્રાર્થના છે.



હે પ્રભો! રાત દિવસ મહાસાગરમાં રહેનારા મોટા મોટા મસ્ત મગરમચ્છો પણ પ્રલયના તોફાન વખતે ઉછળી પડે છે, તેઓ પણ તે વખતે તરી શકતા નથી, એવે વખતે જો કોઇ માણસ એમ ધારે કે હું મારા હાથવડે આ પ્રલયના તોફાનને તરી જાઉં તો એ જેમ બનવાજોગ નથી, તેમ જ કોઇ પણ માણસ જો એમ ધારે કે, હું પ્રભુના ગુણસમુદ્રને તરી જાઉં તો એ પણ કાંઇ બનવા-જોગ નથી. આવા ગુણોના સાગર હે સમર્થ પ્રભુ! આપ ગુણોના નિધાન છો અને તેમ છતાં ગુણોથી પર છો. માટે હે પ્રભુ! હવે અમે આપના ગુણોના સમુદ્રમાં ડૂબેલા રહીએ અને માયાના ગુણોમાં મોહવાઇએ નહિ એવી અમારી ઉપર કૃપા કરો!



હે પ્રભો ! આ જગત્‌માં પ્રકાશ તો ઘણી જાતના છે, પણ તે બધા પ્રકાશ થોડી થોડી વારમાં અસ્ત પામી જાય તેવા છે; પણ આપનો જે પ્રકાશ છે તે તો સદા સર્વદા ઉદયરૂપ જ છે. એ સ્વયંપ્રકાશનો, એ અનાદિ પ્રકાશનો, એ અનંત કાળ રહેનારા પ્રકાશનો અને એ સર્વ પ્રકાશોના પ્રકાશનો કદિ પણ અસ્ત થતો નથી, એવી આપના સ્વયં-પ્રકાશની ખૂબી છે, તેથી એ અલૌકિક પ્રકાશનાં દર્શન કરવાની અમે ઇચ્છા રાખીએ છીએ. માટે હે પ્રભુ! તે અમારી ઉત્તમમાં ઉત્તમ ઇચ્છા પૂર્ણ કરવાની કૃપા કરો !



હે પ્રભો ! જે સ્તુતિરૂપી માળાની અંદર આપના ગુણોનો દોરો છે, જે સ્તુતિની અંદર જ્ઞાનનાં ને ભક્તિનાં અલૌકિક પુષ્પો છે, જે સ્તુતિની અંદર પ્રેમની સુગંધી છાંટેલી છે, જે સ્તુતિ આપના મસ્તક ઉપર ચડેલી છે અને જે સ્તુતિની માળાથી આપ સંતોષ પામો છો, તે સ્તુતિની માળા જે ભક્તોના કંઠમાં પડે છે તે ભક્તોના ચરણમાં લક્ષ્મી આવી પડે છે. તે ભક્તો મોટા મનવાળા થાય છે. તે ભક્તો ભાગ્યશાળી થાય છે. તે ભક્તોની જીંદગીની સાર્થકતા થાય છે અને તે ભક્તો જીવતાં છતાં મુક્ત બની જાય છે. આવું આપની સ્તુતિમાં બળ છે. માટે હે નાથ ! પ્રસંગોપાત, વારંવાર, સાચા ભાવથી, ઉંડી સમજણથી, પૂરા પ્રેમથી અને દૃઢ શ્રદ્ધાથી આપની સ્તુતિ થયા કરે એવી અમોને સદ્‌બુદ્ધિ આપો !

[સ્વ૦ અ. સું. પઢીયાર કૃત "ઇશ્વરસ્તુતિ"]



## પાઠ ૫ મો

હે નાથ ! આપ તો સર્વજ્ઞ છો, સર્વદર્શી છો, એટલે મારા અંતઃકરણની વ્યથાને આપ જાણી શકો છો—જોઇ શકો છો. તો આપને હું વધારે શું કહું ? સર્વજ્ઞને અલ્પજ્ઞ કહી પણ શું શકે ? માત્ર મારી એટલી જ અભ્યર્થના છે કે આપ સર્વજ્ઞ છો અને અંતઃકરણની વ્યથાને સર્વ પ્રકારે જાણો છો, છતાં મારા એવા કયા અપરાધને લીધે એ વ્યથા દૂર કરવામાં આપ સર્વથા બેદરકાર બન્યા છો, તે કહો. આપની થોડીશી બેદરકારી મારૂં સર્વ નાશ કરનાર નિવડે છે તે આપ કેમ વિચારતા નથી ? શું હું એટલો બધો અપરાધી છું કે આપની અમીદષ્ટિનો પણ મને લ્હાવો ન મળી શકે ?

❀

દયાસાગર ! કોઇ અંધને અથડાતો જોઇ જગત્‌ની માયામાં અને સ્વાર્થમાં રચીપચી રહેલા મનુષ્યને પણ ઘડી-ભરને માટે દયા આવે છે અને તે અંધનો હાથ ઝાલી તેને તેના કહેલા ઇચ્છિત સ્થળે પહોંચાડે છે; તો આપ તો દયાના સાગર છો અને હું અજ્ઞાનના અંધાપાને લીધે સત્પથ ભૂલ્યો છું તેથી ભાનભૂલ્યો અથડાઉં છું અને જ્યાં ત્યાં ટીચાઉં છું, તે આપ દેખવા છતાં આપને મારા પ્રત્યે જરા પણ દયા નથી આવતી એ મારા કર્મનો જ વાંકને ? નાથ ! એક વાર દયા કરી મારો હાથ ઝાલી મારા ઈચ્છિત સ્થળે પહોંચાડવાની કૃપા કરો એટલે બસ છે.

❀

હે દયાનિધે ! અપંગ-અનાથના રક્ષણ માટે મનુષ્યો પોતાનાથી બનતું કરી તેમને આશ્રય આપે છે; તો આપ તો દયાના ભંડાર છો તો મારા જેવા એકાદને આશ્રય આપી સુખી કરશો તો એમાં આપનું કાંઇ ખૂટી જવાનું નથી અને મારૂં સંપૂર્ણ કલ્યાણ થશે, માટે થોડી પણ દયા કરો, હે નાથ !



દીનબન્ધો ! હું સ્થૂલ દેહનાં સુખોમાં મુંઝાઈ રહી આપને-આપના સ્વરૂપને સર્વથા ભૂલ્યો છું. આપના ચરણમાં સ્વાર્પણ કરવાનું ભૂલ્યો છું. હું અને મારૂં એના ઘેનમાં-એ સન્નિપાતમાં આપની ઓળખાણ ભૂલ્યો છું. પાપ-પુણ્યની ભ્રમણામાં રહી શ્રીચરણે સર્વસ્વ ધરી દઇ-પોતાનું ખોઇને પોતાનું મેળવવાનું ભૂલ્યો છું. સ્નેહ-પ્રેમના સાચા સ્વરૂપને ભૂલ્યો છું. દેહાદિકનાં સુખદુઃખને મારાં પોતાનાં માની શાશ્વત સુખને ભૂલ્યો છું; અને તેથી જ હે નાથ ! અનંત કાળના પ્રવાહમાં અથડાઉં છું, પરન્તુ ક્યાંય શાન્તિનો કિનારો દેખાતો નથી. તો હવે હે દયાળુ ! આ રંક સેવકને સેવક તરીકે માની તેનો હાથ ઝાલી ભવસમુદ્રથી મુક્ત કરો ! તમારા ચરણોમાં-એ શાશ્વત શાન્તિમાં સ્થાન આપો !



હા ! હું જાણું છું કે હું પાપી છું, આપની દરેક આજ્ઞાનો વિરાધક છું, દોષગ્રાહી છું, દોષથી પૂર્ણ વ્યાપ્ત છું, મલિન છું, ગુણહીન છું, નિર્બળ છું, સત્ત્વહીન છું અને તેથી આપની દયા-કૃપા મેળવવાને અનધિકારી છું; છતાં આપની પુણ્યમય અને કૃપામય વિભૂતિ જોઇ હું આશા રાખી શકું

છું કે આપની કૃપાનું એકાદ કિરણ મારા તરફ આપ જરૂર ફેંકશો અને એ કિરણની તેજોમય સબળ શક્તિના યોગે મારામાં રહેલું સર્વ પ્રકારનું અનધિકારીપણું નષ્ટ થઇ હું આપની સેવાનો–આપના ચરણારવિંદમાં અહોનિશ રહેવાનો અધિકારી બનીશ.



હે પ્રભો ! છેવટ હું આપની પાસેથી આ લોક અને પરલોકનાં–મનુષ્ય કે દેવાદિકનાં તેમજ ઇન્દ્રાદિકનાં સુખ–વૈભવોની માંગણી કે ઇચ્છા કરતો નથી. અરે ! છેવટ મોક્ષ–પરમ પદના સુખનીએ વાંચ્છના કરતો નથી. જન્મમરણનાં દુ:ખ દૂર કરવાની પણ આપને પ્રાર્થના કરતો નથી. માત્ર મારા પર કૃપા કરી મને આપનાં ચરણોમાં રહેવાનો અધિકાર આપો અને મારા કોઈ અક્ષમ્ય અપરાધોની શિક્ષા તરીકે આપ એટલી કૃપા–ઉદારતા ન કરી શકતા હો, તો છેવટ આપનાં જ્યાં જ્યાં ચરણો પડે અને એ ચરણોથી જે ભૂમિ–જે રજ પુનિત–પવિત્ર બને તે જમીન પર–તે પવિત્ર રજમાં આળોટવાનો અધિકાર તો મને જરૂર આપશો ! મારા જેવા માટે આપની એટલી કૃપાએ ઘણી છે–વધુ નથી જોઇતું.



હે નાથ ! વિરહની વેદના જોઇ કાંઇક દયા કરો ! કાંઇક પણ શાન્તિ આપો !

[જૈન મુનિ છોટાલાલજી]



## પાઠ ૬ ઠો

હે ભગવન્! હું બહુ ભૂલી ગયો,
મેં તમારાં અમૂલ્ય વચનોને
લક્ષમાં લીધાં નહીં.
તમારાં કહેલાં અનુપમ તત્ત્વનો
મેં વિચાર કર્યો નહીં.
તમારા પ્રણીત કરેલા
ઉત્તમ શીળને સેવ્યું નહીં.
તમારા કહેલાં દયા, શાંતિ,
ક્ષમા અને પવિત્રતા
મેં ઓળખ્યાં નહીં.
હે ભગવન્! હું ભૂલ્યો,
આથડ્યો, રઝળ્યો,
અને અનંત સંસારની
વિટમ્બણામાં પડ્યો છું.
હું પાપી છું, હું બહુ મદોન્મત્ત
અને કર્મરજથી કરીને મલીન છું.
હે પરમાત્મા! તમારાં કહેલાં તત્ત્વો વિના
મારો મોક્ષ નથી.
હું નિરંતર પ્રપંચમાં પડ્યો છું,
અજ્ઞાનથી અંધ થયો છું,
મારામાં વિવેકશક્તિ નથી,

અને હું મૂઢ છું, નિરાશ્રિત છું, અનાથ છું.
નિરાગી પરમાત્મા ! હવે હું તમારૂં,
તમારા ધર્મનું અને તમારા મુનિનું શરણ ગ્રહું છું.
મારા અપરાધ ક્ષય થઈ
હું તે સર્વ પાપથી મુક્ત થઉં,
એ મારી અભિલાષા છે.
આગળ કરેલાં પાપનો હું હવે
પશ્ચાત્તાપ કરૂં છું.
જેમ જેમ હું સૂક્ષ્મ વિચારથી ઉંડો ઉતરૂં છું.
તેમ તેમ તમારા તત્ત્વના ચમત્કારો
મારા સ્વરૂપનો પ્રકાશ કરે છે.
તમે નિરાગી, નિર્વિકારી, સત્ચિદાનંદસ્વરૂપ,
સહજાનંદી, અનંતજ્ઞાની,
અનંતદર્શી અને ત્રૈલોક્ય પ્રકાશક છો.
હું માત્ર મારા હિતને અર્થે
તમારી સાક્ષીએ ક્ષમા ચાહું છું.
એક પળ પણ તમારા કહેલાં
તત્ત્વની શંકા ન થાય :
તમારા કહેલા રસ્તામાં અહોરાત્ર હું રહું :
એ જ મારી આંકાક્ષા અને વૃત્તિ થાઓ.
હે સર્વજ્ઞ ભગવન્ ! તમને હું વિશેષ શું કહું ?
તમારાથી કાંઈ અજાણ્યું નથી.
માત્ર પશ્ચાત્તાપથી
હું કર્મજન્ય પાપની ક્ષમા ઈચ્છું છું.
ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

[ શ્રીમદ્ રાજચંદ્ર ]



## પ્રભુમય જીવન

[તોટક છંદ]

મુજ જીવન આ પ્રભુ તુંથી ભરૂં,
બળ દે અભિલાષ હું એહ પૂરૂં;
મુજ દેહ વિષે વળી આત્મ વિષે,
જડ ચેતનમાં પ્રભુ વાસ વસે. ૧

મુજ રક્ત વિષે મુજ નાડી વિષે,
મુજ દૃષ્ટિ વિષે મુજ વાણી વિષે;
મુજ તર્ક વિષે મુજ કર્મ વિષે,
પ્રભુ ! વાસ વસો મુજ મર્મ વિષે. ૨

શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ ! વ્યાપી રહો મુજ અંતરમાં !
મુજ જીવન કેરૂં રહસ્ય ઉંડું,
બન પ્રેરક ચાલક શાસક તું. ૩

ધરીને ઉરમાં રસની પ્રતિમા,
જહીં ઉન્નતિનો સ્થિર છે મહિમા,
સ્મરી આકૃતિ એ નિજ પીંછી ધરે,
અનુસાર જ ચિત્ર પછી ચિતરે. ૪

જ્યમ ચિત્રક એ મનમૂર્તિ વડે,
બહુ સુંદર ઉત્તમ સૃષ્ટિ રચે;
ત્યમ જીવનના પટની ઉપરે,
મુજ લેખન તે તુજ સાક્ષી પૂરે. ૫

પ્રભુ ! મુદ્રિત અંકિત તું હૃદમાં,
કૃતિ આ બધી ત્વન્મય હો જગમાં;
મુજ વર્તનથી છબી જે બની રે,
તુજ ઉજ્જ્વળ રૂપની ઝાંખી દીએ. ૬

(સર રમણલાલ મહીપતરામ નીલકંઠ)



## પ્રાર્થના [શિખરિણી]

પ્રભો ! અંતર્યામી ! જીવન જીવના ! દીનશરણ !
પિતા ! માતા ! બંધુ ! અનુપમ સખા ! હિતકરણ !
પ્રભા, કીર્તિ, કાન્તિ, ધન, વિભવ સર્વસ્વ જનના !
નમું છું, વંદું છું વિમળ મુખસ્વામી જગતના !

*   *   *

અમારા ધર્મોનો અહરનિશ ગોપાળ તું જ છે,
અપાપી પાપીનું શિવસદન કલ્યાણ તું જ છે.

*   *   *

પિતા છે એકલો જડ સકળ ને ચેતન તણો,
ગુરુ છે, મોટો છે, જનકુળ તણો પૂજ્ય તું ઘણો;
ત્રણે લોકે દેવા ! નથી તુજ સમો, અન્ય ન થશે,
વિભુરાયા ! તુંથી અધિક પછી તો કોણ જ હશે ?

વસે બ્રહ્માંડોમાં, અમ ઉર વિષે વાસ વસતો,
તું આઘેમાં આઘે પણ સમીપમાં નિત્ય હસતો;

નમું આત્મા ઢાળી, નમન ઢળતી દેહ નમજો,
નમું કોટી વારે, વળી પ્રભુ! નમસ્કાર જ હજો!

અસત્યોમાંહીથી પ્રભુ! પરમ સત્યે તું લઇ જા,
ઉંડા અંધારેથી પ્રભુ! પરમ તેજે તું લઇ જા;
મહામૃત્યુમાંથી અમૃત સમીપે નાથ! લઈ જા,
તું હીણા હું છું તો તુજ દરશનાં દાન દઇ જા.

થતું જે કાયાથી ઘડીક ઘડી વાણીથી ઉચરૂં,
કૃતિ ઇન્દ્રિયોની મુજ મન વિષે ભાવ જ સ્મરૂં;
સ્વભાવે બુદ્ધિથી શુભ અશુભ જે કાંઇક કરૂં,
ક્ષમાદૃષ્ટિ જોજે તુજ ચરણમાં નાથજી! ધરૂં.

(ન્હાનાલાલ દલપતરામ કવિ)



## ધર્મ-પ્રભુ પ્રત્યે ઉક્તિ [દ્રુતવિલંબિત]

પ્રિય! હવે અહી લે કર માહરો!
નહિ મૂકું ઉપકાર હું. તાહરો;
સરિતમાં જઉં છું જ તણાઇ હું!
વિનતિ ચિત્ત ધરે મમ ભાઇ તું!

અરર! ના કદિ પાર હું પામું છું,
મમ કુકૃત્યથી હાય! મુંઝાઉં છું;
સુહૃદ હે ઇહથી હીન તારી છે,
નથી થયો કદિ હું ઉપકારી રે!

દુહવિયા ઉલટા જ અનેકને;
નથી કદિ દીધ મેં સુખ એકને;
ફળ હવે અનુભોગું હું તેહનાં,
પ્રિય થશે શું સ્થિતિ ભવ અન્યમાં ?

નીચ ગણાઇશ હું ભવ ભાવિમાં,
પુનર પામીશ ના સ્થિતિ આવી હા !
પણ હવે શું વિલાપ થકી વળે ?
કરવી પાળ જ જોઇ વિના જળે.

( ચુનીલાલ વર્ધમાન શાહ )



**અરજી** [લાવણી]

શ્રી અજિતનાથ મહારાજ, ગરીબનિવાજ, જરૂર જિનવરજી,
સેવક શિર નામે તને, ઉચારે અરજી : ધ્રુવ.

કર માફી મારા વાંક, રઝળીયો રાંક, અનંતા ભવમેં (૨)
આવ્યો છું તારે શરણુ, બળી દુઃખદવમેં :
ક્રોધાદિક ધુતા ચાર, ખરેખર ખાર, લગ્યા મુજ કેડે (૨)
વળી પાપી મારો નાથ છેક છંછેડે :
આ મુજરો મુજ ભગવાન્, કરૂં ગુણગાન, ધ્યાનમાં ધરજી (૨) સેવક૦

મેં પૂરણ કર્યા છે પાપ, સૂણજો આપ, કહું કર જોડી (૨)
મુજ ભૂંડામાં ભગવાન ભૂલ નહિ થોડી :
જીવહિંસા અપરંપાર, કરી કિરતાર, હવે શું કરવું ? (૨)

જૂઠું બહુ બોલી નાથ, સાચને શું હરવું :
તુજ ખોળામાં મુજ શીષ, જાણુ જગદીશ, ગમે તે કરજી (૨) સે૦

મેં કર્યાં બહુ કુકર્મ, ધરી નહિ ધર્મ, પૂર્ણ હું પાપી (૨)
અવળો થઇ તારી આણ, મેં જ ઉથાપી :
મેં મૂરખ નિંદા ઘણી, મુનિવર તણી, કરી હરખાયો (૨)
પરદારા દેખી લબાડ, હું લલચાયો :
કિંકર કહે કેશવલાલ, આણીને વ્હાલ, દુઃખ તું હરજી (૨) સે૦



## સંભવ જિન સ્તવનમ્

સંભવ જિનવર વિનતિ, અવધારો ગુણજ્ઞાતા રે;
ખામી નહિ મુજ ખીજમતે, કદિય હોશો ફળદાતા રે. સંભવ૦

કર જોડી ઊભો રહું, રાતદિવસ તુમ ધ્યાનો રે;
જો મનમાં આણો નહિ, તો શું કીજીએ છાનો રે. સંભવ૦

ખોટ ખજાને કો નહિ, દીજીએ વંછિત દાનો રે;
કરૂણ નજર પ્રભુજી તણી, વાધે સેવક વાનો રે. સંભવ૦

કાલલબ્ધિ મુજ મતિ ગણો, ભાવલબ્ધિ તુમ હાથે રે;
લડથડતું પણ ગજબચ્ચું, ગાજે ગયવર સાથે રે. સંભવ૦

દેશો તો તુમહી ભલું, બીજા તો નવિ યાચું રે;
વાચક યશ કહે સાંઈશું, ફળશે એ મુજ સાચું રે. સંભવ૦

(વાચક યશવિજય મહારાજ)



## અનન્ત વાત્સલ્ય

આપ જ આવા તો જોયા! પિતા! પ્રભુ!
આપ જ આવા તો જોયા!
મેં તો માનેલૂં કે ખોયા! પિતા! પ્રભુ!
આપ જ આવા તો જોયા!

દુર્બલ, દીન, નિરાશ બળેલો,
દૂરથી દેખી શૂં રોયા! પિતા! પ્રભુ!
આપ જ આવા તો જોયા!

પંકનિમગ્ન હતા ચરણો તે,
પોતે દયાથી શું ધોયા! પિતા! પ્રભુ!
આપજ આવા તો જોયા!

સ્વચ્છ કરી જખમો સહુ જૂના!
લેપ લગાડીને લોહ્યા! પિતા! પ્રભુ!
આપ જ આવા તો જોયા!

મેં તો માનેલૂં કે ખોયા! પિતા! પ્રભુ!
આપ જ આવા તો જોયા!

(સ્વ૦ મણિશંકર રત્નજી ભટ્ટ: કાન્ત)



## સ્નેહધામ સુનાં

સ્નેહધામ સુનાં સુનાં રે,
સુનાં મંદિર સુનાં માળિયાં મારાં,
સુના આ ચંદનીના ચોક રે........સ્નેહધામ૦

પાનાં પ્રારબ્ધનાં ફેરવું રે,
કાંઇ આવે વિયોગની વાત રે.......સ્નેહધામ૦

લાખ ચોરાશીમાં હું ભમ્યો પ્રભુ !
તોય આવ્યો નહિ પાર રે........સ્નેહધામ૦

કાળ અનાદિથી ભૂલ્યો ભમું પ્રભુ !
વાટ સાચી નવ સૂઝી રે..........સ્નેહધામ૦

ઘોર અંધારાં મારા હૃદયનાં પ્રભો !
નાઠા ન તુમ દર્શનથી એ.......સ્નેહધામ૦

કયારે ઉઘડશે એ લોચનો મારાં;
દિવ્ય જયોતિના અંબાર રે.......સ્નેહધામ૦

(ન્હાનાલાલ દલપતરામ કવિ)



## હરિનાં દર્શન

મારાં નયણાંની આળસ રે, ન નિરખ્યા હરિને જરી,
એક મટકું ન માંડયું રે, ન ઠરિયાં ઝાંખી કરી.
શોક મોહના અગ્નિ રે, તપે તેમાં તપ્ત થયાં,
નથી દેવનાં દર્શન રે, કીધાં તેમાં રક્ત રહ્યાં !

પ્રભુ સઘળે વિરાજે રે, સૃજનમાં સભર ભર્યા,
નથી અણુ પણુ ખાલી રે, ચરાચરમાં ઊભર્યા.

નાથ ગગનના જેવા રે, સદા મને છાઈ રહે,
નાથ વાયુની પેઠે રે, સદા મુજ ઉરમાં વહે.

જરા ઉઘડે આંખલડી રે, તે સન્મુખ તેહ તદા,
બ્રહ્મ બ્રહ્માંડ અળગાં રે, ઘડીયે ન થાય કદા.

પણ પૃથિવીનાં પડલો રે, શી ગમ તેને ચેતનની ?
જીવે સો વર્ષ ઘુવડ રે, ન ગમ તોયે કંઈ દિનની.

સ્વામી સાગર સરીખા રે, નજરમાં ન માય કદી,
જીભ થાકીને વિરમે રે, વિરાટ વિરાટ વદી.

પેલાં દિવ્ય લોચનિયાં રે, પ્રભુ ! ક્યારે ઊઘડશે ?
આવાં ઘોર અન્ધારાં રે, પ્રભુ ક્યારે ઊતરશે ?

નાથ ! એટલી અરજી રે, ઉપાડો ઝટ પડદા;
નેના ! નિરખો ઉંડેરૂં રે, હરિવર દરશે સદા.

આંખ ! આળસ છાંડો રે, ઠરો એક ઝાંખી કરી,
એક મટકું તો માંડો રે, હૃદય ભરી નિરખો હરિ.

( ન્હાનાલાલ દલપતરામ કવિ )



## અંતરમાં બળ આપ !

અંતરમાં બળ આપ પ્રભુજી ! અંતરમાં બળ આપ !
ટુંકું જીવન પળભરનું અમ, નદીજળ સમ વહી જાય,
કૈંક કાર્ય સેવાનાં કરવા, પ્રિયતમ ! છે ઈચ્છાય :
પ્રભુજી ! તે કરવા બળ આપ ! અંતરમાં.

બીજાનાં હિતસાધનમાં, મુજ કાર્ય સમર્પણ થાય,
સ્વાર્થપરાયણતાની આંધી, નવ કરે લેશ અંતરાય :
પિતાજી ! માગું છું તે આપ ! અંતરમાં.

ચેતનહીન પડયો ભારત આ, વ્યથિત હાય ! પીડાય,
યથાશક્તિ સેવાનાં કાર્યે, મુજ જીવનવ્યય થાય :
પિતાજી ! એ માગું છું આપ ! અંતરમાં.

કાર્ય કરૂં, થાકું પાકું પણ, શક્તિ નવીન તું આપ,
પડું, ઉઠું હું, ચડું વધુ, શિર હસ્ત વરદ તુજ સ્થાપ :
પિતાજી ! માગું છું તે આપ. અંતરમાં.

(ગિરીશ)



## પ્રભાતનો પડઘો. [ ગઝલ ]

પથારી પાપની ત્યાગી, પ્રભુજી ! આજ જાગું છું;
ભ્રમણા મોહની ભાંગી, ચરણમાં સ્થાન માગું છું.

પ્રવૃત્તિ માતનો પ્રેર્યો, જગતના ઘેનમાં ઘેર્યો;
સુતો હું તો ઘણા દિવસો, હવે એ ઉંઘ ત્યાગું છું.

વિષયનાં ગીતડાં ગાતો, બન્યો હું મસ્ત મદમાતો;
પડી છે દૈવની લાતો, હવે તો હારી ભાગું છું.

વિસારી કર્મની ધારા, વહાવી કર્મની ધારા;
ક્ષમા એ પાપની પ્યારા, પડીને પાય લાગું છું.

હણ્યો બૂરા વિચારોએ,, ગ્રહાયો ષડ્ વિકારોએ;
જગતના વજ્રતારોએ, જડાયો આજ જાગું છું.

બન્યો પાપી નઠારો હું, થયો તમને અકારો હું;
ભરીને આંખમાં આંસુ, પિતાજી! પાય લાગું છું.

ભરી કંઇ ગૂઢ મંત્રોને રચી કર્તવ્ય તંત્રોને;
હૃદયનાં પ્રેમયંત્રોને, સ્વીકારો એ જ માગું છું.

ભલો બૂરો ગમે તેવો, શિશુને આશરો દેવો;
બની પૂરો તમારો હું, હવે ધર્માનુરાગું છું.

(વસંત)



## મંદિર આવો!

એક વાર મંદિર આવો, મોહનજી!
એક વાર મંદિર આવો.
દેવા દર્શનનો લ્હાવો, મોહનજી!
એક વાર મંદિર આવો.

રડી રડીને કરી આંખડી મેં રાતી;
એકલડાં મુંઝવણ થાતી: મોહનજી!

ખાવું પીવું કે નવ ખેલવું ય ગમતું;
તમ ચરણે ચિત્તડું રમતું : મોહનજી!

અંતરની વાત મારે આપને કહેવી;
દુઃખની દવાઓ લેવી : મોહનજી!

ચરણોની ધૂળ હરિ! મસ્તકે ચડાવું;
નમી નમી પાવન થાઉં : મોહનજી!

એક વાર મંદિર આવો, મોહનજી!
એક વાર મંદિર આવો.
દેવા દર્શનનો લ્હાવો, મોહનજી!
એક વાર મંદિર આવો.

( વ્રજલાલ અબજી શાહ )



## મરજીની વાત છે [ ગઝલ ]

કોઇ જાકર રસુલે પાકસે, મેરી ખબર કર દે,
દરે કુરકતમેં નહિ ઉઠતા, જો પત્થરકા જીગર કર દે.

મેં ઝાડુ અપની પલકોસે, ખુદારા ખાખ ગલીયાંકી;
ઇલાહી અબ મદીનેમેં, અગર ચાહે ગુઝર કર દે.

મદીના શાહેનશાહે બસ, અગર મુઝકો તલબ કર દે;
હમારી આહસે ખાલીક, અગર પેદા અસર કર દે.

મેં રાઝી હું ખુદા જન્નતમેં ભેજે યા કે દોઝખમેં;
ઉસીકી મહેરબાની હો, જીધર ચાહે ઉધર ધર દે.



## માફી આપ !

કરીમા ! બે બક્ષાય બર હાલે મા,
કે હસ્તિમ અસીરે કમંદે હવા;
ન દારીમ ગયૂર અઝ તો ફરિયાદ-રસ,
તુઇ આસીઆંરા ખતા બક્ષો બસ;
નિગેહ્દાર મારા જે રાહે ખતા;
ખતા દરગુઝારો સવાબમ નુમા.

(શેખ સા'દી)

[ અનુવાદ : ભૂજંગી ]

કરીમા ! બધા હાલ બક્ષો અમારા,
અમે તો ફસ્યા સૌ કમંદે હવાના;
સુણે દાદ એવો, નથી કોઈ બીજો,
કરો માફ સૌના ખતાઓ, ગુન્હાઓ;
નિઘા રાખી સૌને ખતાથી બચાવો,
ખતા બક્ષી સૌની, ખરી રાહ દાખો.

(કરીમ મહમદ માસ્તર)



## પાર કરજે !

[ શિખરિણી ]

સદા ઇચ્છું વ્હાલા ! તુજ ચરણમાં વાસ કરવા,
મને સ્વપ્નામાં એ કદિય નવ હો જગત પરવા;
જુઠી જંજાળોથી જરૂર મુજને દૂર કરજે,
બહેલાવી મારા દિલમહીં સદા શાન્તિ ભરજે !

નમેરો તું થાતાં જીવન મુજ તો ધૂળ મળશે,
રહું છું વિશ્વાસે દીનશરણ એવું ન કરશે;
તરી જાવા અબ્ધિ પ્રવહણ બની સ્હાય કરજે,
નમી યાચું પ્યારા ! તન મન તણા તાપ હરજે.

બહેકે છે વ્હાલા ! તુજ પરિમળ સહુ દુઃખ હરવા,
નથી મારે માટે તુજ વિણ બીજું ઠામ ઠરવા;
ત્રિવિધિના તાપો જરૂર મુજને પામર કરે,
ઉગારો ઓ દેવા ! મુજ પર દયા જો કંઇ ઉરે !

અપાપી પાપીનો નથી તુજ કને ભેદ જરીએ,
અમે મેલા ઘેલા તુજ ચરણમાં વાસ કરીએ;
પ્રભો ! અંતર્યામી ! દીન અરજ આ ધ્યાન ધરજે,
**भवाम्भोधिपोतं लघु**કર અહી પાર કરજે.

(મુનિ છોટાલાલજી)



## અભ્યર્થના

દીનના બેલી થાજો, ઓ તાતજી ! દીનના બેલી થાજો;
રંકની વ્હારે ધાજો, ઓ તાતજી ! રંકની વ્હારે ધાજો. ધ્રુવ.

હણાઇ શક્તિઓ મારી, કુવિચારે સદા પ્રભુ !
મુંઝાયો છું દુભાયો છું, માર્ગ કો જડતો નથી :
રંકની વ્હારે ધાજો, ઓ તાતજી ! રંકની વ્હારે ધાજો;
દીનના બેલી થાજો, ઓ તાતજી ! દીનના૦

ભવાબ્ધિમાં પડચો હું તો, મોહનાં વમળો નડે,
દિશાઓ મૂળ ભૂલાઈ, સૂઝ ના કંઇએ પડે :
દીનના બેલી થાજો, ઓ તાતજી ! દીનના બેલી થાજો;
રંકની વ્હારે ધાજો, ઓ તાતજી ! રંકની૦

અનુજ્ઞા તાહરી તાત, એકે છે પાળી મેં નહિ;
ભુલાયો છું મહા પાપી, તારી યાદ થકી પ્રભુ !
રંકની વ્હારે ધાજો, ઓ તાતજી ! રંકની વ્હારે ધાજો;
દીનના બેલી થાજો, ઓ તાતજી ! દીનના૦

મહાત્મા વેશ ધારીને, કર્યાં છે કામ દુષ્ટનાં;
ઠગાયો છું ઠગી બીજા, ઉછેદ્યાં મૂળ સુખનાં :
દીનના બેલી થાજો, ઓ તાતજી ! દીનના બેલી થાજો;
રંકની વ્હારે ધાજો, ઓ તાતજી ! રંકની૦

અન્ધારે આથડું હું તો, દિવ્ય જ્યોતિ દીયો પ્રભુ !
સત્ય ને ન્યાયને પંથે, વાળજો વૃત્તિઓ વિભુ !
રંકની વ્હારે ધાજો, ઓ તાતજી ! રંકની વ્હારે ધાજો;
દીનના બેલી થાજો, ઓ તાતજી ! દીનના૦

શરણાગતો બચાવે છે, મોટાની એહ રીત છે,
ચરણે પડચો લઘુ તારે, તેને ના કદિ ભૂલશો :
દીનના બેલી થાજો, ઓ તાતજી ! દીનના બેલી થાજો;
રંકની વ્હારે ધાજો, ઓ તાતજી ! રંકની૦

(મુનિ છોટાલાલજી)



**મારી લાજ** (મારી નાડ તમારે હાથે હરિ સંભાળજો રાહ : રે)

મારી લાજ તમારે હાથે, ગુરૂજી ! સંભાળજો રે !
વ્હાલા ! દીન ગણીને દૂર કદિ નવ ટાળજો રે...મારી૦

સત્યાસત્ય નથી સમજાતું, માયામાં મનડું મુંઝાતું !
અંતર બહુ અકળાતું ગુરૂજી ! ભાળજો રે....મારી૦

કૃપા કરી મુજ ના તરછોડો, દર્શાવો ભવ અર્ણવ છેડો;
દુ:ખમાં ડૂબ્યો દાસ જરા નિહાળજો રે....મારી૦

તન મન ધન તમ ચરણે ધરિયાં, સંસારી દુ:ખો પરિહરિયાં;
દુ:ખભરી દીનતા દયા કરી, ગુરૂ ! ટાળજો રે....મારી૦

બાહ્ય અંતરના ભયને ત્યજાવી, નિર્ભય પદ નિજનું સમજાવી;
અલખ જગાવી અંતર અમ અજવાળજો રે....મારી૦

સમજણ વિણ છે સર્વે કાચું, જ્ઞાનરત્નને ગુરૂજી યાચું;
પ્રણયઝરણને લઘુ જીવનમાં વાળજો રે !..........મારી૦

(મુનિ છોટાલાલજી)



**એ અવસર** [રાગ–ઓધવજી સંદેશો કહેજો શ્યામને]

અવસર એ જીવનમાં ક્યારે આવશે ?
થઈશું ક્યારે સર્વ ઉપાધિ રહિત જો ?
આધિ વ્યાધિ જીવન કેરા રોગથી,
મુક્ત થઇને વિહરૂં શાસ્ત્ર વિહિત જો. અવ૦

માયાથી દૂર થાવા અંતર ઇચ્છતું,
પણ મન માયા મહીં અતિ મુંઝાય જો;

ત્યાગ રાગના ઝઘડામાં અથડાઇ મરૂં,
નિર્લેપ થઉં તો સ્હેજે શાન્તિ પમાય જો. અવ૦

બાહિર ને અંતરની જે જે ગ્રંથિયો,
દૂર કરીને થઉં ક્યારે નિર્ગ્રંથ જો ?
અધોગતિના અવળા મારગ મૂકીને,
વિહરૂં ક્યારે શ્રી વીતરાગને પંથ જો ? અવ૦

મારા ને તારાનાં બંધન છેદીને,
સમભાવે શાન્તિથી રહું નિર્બંધ જો;
સ્વપ્નામાં પણ ક્રોધાદિક ના ઊપજે,
બાહ્યાભ્યાંતર છૂટે સહુ સંબંધ જો. અવ૦

આરોગ્ય તણો આનંદ જે હું ભોગવુ,
દુઃસહ વ્યાધિમાં પણ હોય ન ક્લેશ જો;
માળારોપણ કે મુષ્ઠીપ્રહારમાં,
હર્ષ શોક ના ઉપજે મનમાં લેશ જો. અવ૦

ઈન્દ્રાદિકનાં સુખમાંહિ મનડું રમે,
તેવું જ મન રહે નરક સમા દુઃખમાંય જો;
શ્વાસોશ્વાસે રટના શ્રી જિનવીરની,
મરણ સમે પણ મહાવીર મુખમાં હોય જો. અવ૦

આત્મધર્મને સમજું શુદ્ધ સ્વરૂપમાં,
રત્ન સરીખા જીવનનો એ સાર જો;
ભૂલાયે જો પરવસ્તુના મોહને,
લઘુ પામે આ ભવઅર્ણવનો પાર જો. અવ૦

 (મુનિ છોટાલાલજી)

## મને ના ભૂલશો

[ ગઝલ ]

ઘણાએ કાળથી મુજને, વિરહ તો આપનો સાલે;
હવે રાખી દયા દષ્ટિ, કદી ના ભૂલશો મુજને.

પિયુ પિયુ નામને જપતી, રટણમાં એ જ હું રટતી;
નિરંતર કાળ નિર્ગમતી, કદી ના ભૂલશો મુજને.

સ્વપ્નમાં એ જ નિરખું છું, નિહાળી મૂર્તિ હરખું છું;
પ્રભુ મુજ પ્રાણથી પ્યારા, કદી ના ભૂલશો મુજને.

રહી અજ્ઞાનને અંકે, પડીને પાપને પંકે;
વિસાર્યા આપને મેં તો, છતાં ના ભૂલશો મુજને.

હૃદય મેં આપને સોંપ્યું, અને બાકી ન કૈં રાખ્યું;
સુહૃદ સ્નેહી તમે મારા, કદી ના ભૂલશો મુજને.

સહું છું હું દુઃખો વિરહે, નમેરા નાથ શું થાઓ ?
જીગરની જ્વાળને જોઇ, કદી ના ભૂલશો મુજને.

સમાર્પ્યું મેં સહુ તમને, મનઃ વાણી અને તનને;
રહેતાં આપને ચરણે, કદી ના ભૂલશો મુજને.

વધુ હું શું કહું પ્રીતમ ! હૃદયનું તે હૃદય જાણે;
રહી લઘુ એટલું યાચે, કદી ના ભૂલશો મુજને.

( મુનિ છોટાલાલજી )



## આપની યાદી

[ ભૈરવી ગઝલ ]

જ્યાં જ્યાં નઝર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની;
આંસુ મહીં એ આંખથી યાદી ઝરે છે આપની!

માશુકોના ગાલની લાલી મહીં લાલી અને
જ્યાં જ્યાં ચમન જ્યાં જ્યાં ગુલો ત્યાં ત્યાં નિશાની આપની!

જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર;
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની!

તારા ઉપર તારા તણાં ઝૂમી રહ્યાં જે ઝૂમખાં;
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની!

આ ખૂનને ચરખે અને રાતે હમારી ગોદમાં;
આ દમ બદમ બોલી રહી ઝીણી સિતારી આપની!

આકાશથી વર્ષાવતા છો ખંજરો દુશ્મન બધા;
યાદી બનીને ઢાલ ખેંચાઈ રહી છે આપની!

દેખી બુરાઇ ના ડરૂં હું, શી ફિકર છે પાપની?
ધોવા બુરાઇને બધે ગંગા વહે છે આપની!

થાકું સિતમથી હોય જ્યાં ના કોઇ ક્યાં એ આશના;
તાજી બની ત્યાં ત્યાં ચડે પેલી શરાબી આપની!

જ્યાં જ્યાં મિલાવે હાથ યારો ત્યાં મિલાવી હાથને;
અહેશાનમાં દિલ ઝૂકતું રહેમત ખડી ત્યાં આપની!

પ્યારૂં તજીને પ્યાર કોઇ આદરે છેલ્લી સફર;
ધોવાઈ યાદી ત્યાં રડાવે છે જૂદાઈ આપની !

રોઉં ન કાં એ રાહમાં બાકી રહીને એકલો ?
આશકોના રાહની જે રાહદારી આપની !

જૂનું નવું જાણું અને રોઉં હસું તે તે બધું;
જૂની નવી ના કાંઇ તાજી એક યાદી આપની !

ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી;
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની !

કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાખું બધી,
છે આખરે તો એકલી ને એ જ યાદી આપની !

(કલાપી)



## प्रार्थना ॥

दुःखे सुखे वैरिणि बन्धुवर्गे ।
योगे वियोगे भवने वने वा ॥
निराकृताशेषममत्वबुद्धेः ।
समं मनो मेऽस्तु सदापि नाथ ॥ १ ॥

यः स्मर्यते सर्वमुनीन्द्रवृन्दैः ।
यः स्तूयते सर्वनरामरेन्द्रैः ॥
यो गीयते वेदपुराणशास्त्रैः ।
स देवदेवो हृदये ममास्ताम् ॥ २ ॥

यो दर्शनज्ञानसुखस्वभावः ।
समस्तसंसारविकारबाह्यः ॥
समाधिगम्यः परमात्मसंज्ञः ।
स देवदेवो हृदये ममास्ताम् ॥ ३ ॥

विमुक्तिमार्गप्रतिपादको यो ।
यो जन्ममृत्युव्यसनाद् व्यतीतः ॥
त्रिलोकलोकी विकलोऽकलङ्कः ।
स देवदेवो हृदये ममास्ताम् ॥ ४ ॥

यो व्यापको विश्वजनीनवृत्तेः ।
सिद्धो विबुद्धो धुतकर्मबन्धः ॥
ध्यातो धुनीते सकलं विकारं ।
स देवदेवो हृदये ममास्ताम् ॥ ५ ॥

न स्पृश्यते कर्मकलङ्कदोषैः ।
यो ध्वान्तसंघैरिव तिग्मरश्मिः ॥
निरञ्जनं नित्यमनेकमेकं ।
तं देवमाप्तं शरणं प्रपद्ये ॥ ६ ॥

न संस्तरो भद्रसमाधिसाधनं ।
न लोकपूजा न च संघमेलनम् ॥
यतस्ततोऽध्यात्मरतो भवानिशं ।
विमुच्य सर्वामपि बाह्यवासनाम् ॥ ७ ॥

एकः सदा शाश्वतिको ममात्मा ।
विनिर्मलः साधिगमस्वभावः ॥
बहिर्भवाः सन्त्यपरे समस्ताः ।
न शाश्वताः कर्मभवाः स्वकीयाः ॥ ८ ॥

[ श्री अमितगति सूरिविरचित प्रार्थना पच्चीसी ]



आत्मा मनीषिभिरयं त्वदभेदबुद्ध्या ।
ध्यातो जिनेन्द्र भवतीह भवत्प्रभावः ॥
पानीयमप्यमृतमित्यनुचिंत्यमानं ।
किं नाम नो विषविकारमपाकरोति ॥ ९ ॥

त्वं नाथ दुःखिजनवत्सल हे शरण्य ।
कारुण्यपुण्यवसतेवशिनां वरेण्य ॥
भक्त्या नते मयि महेश दयां विधाय ।
दुःखांकुरोद्दलनतत्परतां विधेहि ॥ १० ॥

निःसंख्यसारशरणं शरणं शरण्य ।
मासाद्य सादितरिपुप्रथितावदातं ॥
त्वत्पादपंकजमपि प्रणिधानवंध्यो ।
वध्योस्मि चेद्भुवनपावन हा हतोऽस्मि ॥ ११ ॥

देवेंद्रवंद्य विदिताखिलवस्तुसार ।
संसारतारक विभो भुवनाधिनाथ ॥
त्रायस्व देव करुणाह्रद मां पुनीहि ।
सीदंतमद्य भयदव्यसनांबुराशेः ॥ १२ ॥

यद्यस्ति नाथ भवदंघ्रि सरोरुहाणां ।
भक्तेः फलं किमपि संततिसंचितायाः ॥
तन्मे त्वदेकशरणस्य शरण्यभूयाः ।
स्वामी त्वमेव भुवनेऽत्र भवांतरेऽपि ॥ १३ ॥



[ कुमुदाचार्यकृत कल्याणमंदिर

कृतं मयाऽमुत्र हितं न चेह ।
लोकेऽपि लोकेश सुखं न मेऽभूत् ॥
अस्मादृशां केवलमेव जन्म ।
जिनेश जज्ञे भवपूरणाय ॥ १४ ॥

वैराग्यरंगः परवंचनाय ।
धर्मोपदेशो जनरंजनाय ॥
वादाय विद्याध्ययनं च मेऽभूत् ।
कियद् ब्रुवे हास्यकरं स्वमीश ॥ १५ ॥

परापवादेन मुखं सदोषं ।
नेत्रं परस्त्रीजनवीक्षणेन ॥
चेतः परापायविचिन्तनेन ।
कृतं भविष्यामि कथं विभोऽहं ॥ १६

न देवपूजा न च पात्रपूजा ।
न श्राद्धधर्मश्च न साधुधर्मः ॥
लब्ध्वापि मानुष्यमिदं समस्तं ।
कृतं मयाऽरण्यविलापतुल्यं ॥ १७

स्थितं न साधोर्हृदि साधुवृत्तात् ।
परोपकारान्न यशोऽर्जितं च ॥

कृतं न तीर्थोद्धरणादिकृत्यं ।
मया मुधाहारितमेव जन्म ॥ १८ ॥

वैराग्यरंगो न गुरूदितेषु ।
न दुर्जनानां वचनेषु शांतिः ॥
नाध्यात्मलेशो मम कोऽपि देव ।
तार्यः कथंकारमयं भवाब्धिः ॥ १९ ॥

[ रत्नाकर पच्चीसी ]



अहल्या पाषाणः प्रकृतिपशुरेषा कपिचमु ।
गुहश्चांडालोसौ समभवदमीषु त्रिषु कृपा ॥
स्वयं चित्तेनाश्म विषयसुखभोगैरिव पशुः ।
स्वपापैश्चांडालं रघुवर कथं ना धरसि मां ॥ २० ॥

आनंदमूलगुणपल्लवतत्त्वशाखा ।
वेदांतपुष्पफलमोक्षरसाब्धिपूर्ण ॥
चेतो विहंगहरितुंगतरुं विहाय ।
संसारशुष्कविटपे वद किं रतोऽसि ॥ २१ ॥

सीतापते दशरथात्मज देवदेव ।
राजीवलोचनविभो जगदैकनाथ ॥
सत्यस्वरूप रघुनंदन दिव्यमूर्तिः ।
मा देहि राम जननीजठरे निवासः ॥ २२ ॥



जगदीश सुधीश भवेश विभो ।
परमेश परात्परपूत पितः ॥
प्रणतं पतितं हृततत्त्वजनं ।
जनतारण तारय तापितकम् ॥ २३ ॥

गुणहीन सुदीन मलीनमति ।
त्वयि पातरि दातरि चापरतिम् ॥
तमसा रजसावृतवृत्तमिमम् ।
जनतारण तारय तापितकम् ॥ २४ ॥

ममजीवनमीनमिमं पतितं ।
मरुघोरभुवीह सुवीहमहो ॥
करुणाब्धिचलोर्म्मिजलानयनं ।
जनतारण तारय तापितकम् ॥ २५ ॥

भववारण कारण कर्म्मततौ ।
भवसिंधुजले शिवमग्नमतः ॥
करुणाश्च समर्प्य तरित्वरितं ।
जनतारण तारय तापितकम् ॥ २६ ॥

अतिनाश्यजनुर्मम पुण्यरुचेः ।
दुरितौघभरैः परिपूर्णभुवः ॥
सुजघन्यमगण्यमपुण्यरुचिं ।
जनतारण तारय तापितकम् ॥ २७ ॥

भवकारक तारक हारक हे ।
भवतारक पातकदारक हे ॥
हर शङ्कर किंकरकर्म्मचयं ।
जनतारण तारय तापितकम् ॥ २८ ॥
तृषितश्चितमस्मि सुधांहित मे ।
ऽच्युत चिन्मय देहि वदान्यवर ॥
अतिमोहवशेन विनष्टकृतं ।
जनतारण तारय तापितकम् ॥ २९ ॥
प्रणमामि नमामि नमामि जनं ।
भवजन्मकृतिप्रणिसूदनकम् ॥
गुणहीनमनन्तमितं शरणं ।
जनतारण तारय तापितकम् ॥ ३० ॥

[ रामायण अने महाभारत : ए संबंधी केटलीक जाणवाजोग बाबतो ]



हे नाथ !

अन्यथा शरणं नास्ति । त्वमेव शरणं मम ॥
तस्मात् कारुण्यभावेन । रक्ष मां परमेश्वर ॥ ३१ ॥
अपराधसहस्राणि । क्रियंतेहर्निशं मया ।
दासोहमिति मां मत्वा । क्षम्यतां परमेश्वर ॥ ३२ ॥
मंत्रहीनं क्रियाहीनं । भक्तिहीनं जिनेश्वर ।
यत्पूजितं मया देवं । परिपूर्णं तदस्तु मे ॥ ३३ ॥



# અગાઉથી થએલા ગ્રાહકોનાં નામ.

| | | |
|---|---|---|
| ૧૦૧ | શ્રીયુત દામજી ધનજી શાહ સાવરકુંડલા | હાલ જંગબાર |
| ૫૧ | ,, વકીલ હરિલાલ વાલજી શાહ | લિંબડી |
| ૫૧ | ,, નાથાલાલ ડાહ્યાભાઇ શાહ ભલગામડાવાળા | લિંબડી |
| ૫૧ | ,, ઓધડ નીમજી હસ્તે સમજુ બ્હેન | ઘાટકોપર |
| ૨૫ | ,, બાબુ નાનચંદ મોદી | મુંબાઇ |
| ૨૦ | ,, તલકશી દેવકરણ ( સેજકપુરવાળા ) | હારીજ |
| ૨૦ | ,, નટવરલાલ દીપચંદ ,, | ,, |
| ૨૦ | ,, શેઠ ત્રીકમજી કાલીદાસ | ભાવનગર |
| ૧૧ | ,, હિમતલાલ અમૃતલાલ કામદાર | વઢવાણ શહેર |
| ૧૧ | ,, વર્ધમાન રણછોડ શાહ નાળીએરવાળા | ભરૂચ |
| ૧૧ | ,, શાહ ડાહ્યાભાઇ નાગજી | ઝાંપોદર |
| ૧૦ | ,, દોસી કસ્તુર હરચંદ | હારીજ |
| ૧૦ | ,, કોઠારી વનમાળી કરશનદાસ | ભાવનગર |
| ૯ | ,, ઉજમશી પુલચંદ શાહ | વઢવાણ શહેર |
| ૮ | ,, વકીલ દયાળજી ચત્રભુજ | ભાવનગર |
| ૮ | ,, મોદી અમૃતલાલ પુલચંદ | ,, |
| ૮ | ,, સંઘવી કસ્તુરચંદ ઉજમશી | હારીજ |
| ૫ | ,, લક્ષ્મીશંકર હરગોવિંદ રાવળ | વઢવાણ શહેર |
| ૫ | ,, ગાંધી તેજપાળ તળશી હસ્તે બ્હેન જીવી બ્હેન | ,, |
| ૫ | ,, વોરા માણેકચંદ ડોસાભાઇ | ,, |
| ૫ | ,, ગાંધી છગનલાલ કેશવજી | ,, |
| ૫ | ,, વકીલ જાદવજી મગનલાલ | વઢવાણ કેમ્પ. |
| ૫ | ,, ભૂરાભાઇ કશળચંદ પો. સુ. | વઢવાણ શહેર |
| ૫ | ,, ન્યાલચંદ પુરૂષોત્તમ ઇલેક્ટ્રીક એન્જીનીયર | ,, |
| ૫ | ,, ચીમનલાલ વેલશીભાઇ | ,, |

| | |
|---|---|
| ૫ શ્રીયુત કાળુભાઇ મેઘજી શાહ | શીયાણી |
| ૫ ,, શેઠ હીમચંદ હકમચંદ | ,, |
| ૫ ,, ચત્રભુજ મેઘજી શાહ | ,, |
| ૫ ,, ત્રીભુવન હીમચંદ | ,, |
| ૫ ,, શાપાણી નથુભાઇ હતુભાઇ હસ્તે બાઇ સમરથબાઇ | ,, |
| ૫ બ્હેન મંગુ ખુશાલ | ,, |
| ૫ શ્રીયુત નાથાલાલ છગનલાલ શાહ | સઇજ |
| ૫ ,, દોશી સંઘજી મૂળજી | વઢવાણ કેમ્પ |
| ૫ ,, મોહનલાલ જીવણલાલ બેરિસ્ટર-એટ-લૉ | ,, |
| ૫ ,, ચંદુલાલ નાનચંદ ચોકશી | ,, |
| ૫ ,, હરખચંદ કુંવરજી શાહ | ,, |
| ૫ ,, મણીલાલ શામળદાસ | ,, |
| ૫ ,, સંઘવી માણેકચંદ કશળચંદ | ,, |
| ૫ ,, પોપટલાલ બેચરદાસ | ,, |
| ૫ ,, કામદાર માણેકચંદ ટોકરશી | ,, |
| ૫ ,, દીનાનાથ કરૂણાશંકર | ,, |
| ૫ ,, શાહ વેલશી ચત્રભુજ | ,, |
| ૫ ,, ચુનીલાલ ઠાકર મેતા | ,, |
| ૫ ,, ગોસળીયા ઘેલાભાઇ જેઠા | ઝાંપોદર |
| ૫ ,, ચીમનલાલ ચત્રભુજ તલસાણીયા | મોટા ટીંબલા |
| ૫ ,, ઝવેરી મણીલાલ તીલકચંદ | પાલણપુર |
| ૫ ,, શાહ લહેરચંદ કુંવરજી | હારીજ |
| ૫ ,, છબીલાલ સુખલાલ તલસાણીયા (લિંબડી) | કોબે-જાપાન |
| ૪ ,, ગાંધી વીરપાળ કેશવજી | વઢવાણ શહેર |
| ૪ ,, ધીરજલાલ ડાહ્યાભાઇ | ,, |
| ૪ ,, હીરાચંદ નીમચંદ શાહ વહીવટદાર | શીયાણી |
| ૪ ,, કોઠારી રણછોડલાલ પ્રભુલાલ | જામનગર |

| | | |
|---|---|---|
| ૪ | શ્રીયુત મોહનલાલ મગનલાલ ડેલીવાળા | ભાવનગર |
| ૪ | ,, ઓધવજી મોનજી કામદાર | ,, |
| ૪ | ,, ત્રીભુવન જીવરાજ શાહ | મોટા ટીંબલા |
| ૪ | ,, લક્ષ્મીચંદ ઓઘડભાઈ તલસાણીયા | લિંબડી |
| ૪ | ,, સુંદરજી કાલીદાસ કામદાર | મોટા ટીંગલા |
| ૪ | ,, દેવશંકર હરિશંકર દવે માસ્તર | ,, |
| ૪ | ,, મોહનલાલ કશળચંદ શાહ | હારીજ |
| ૪ | ,, નાથાલાલ ટોકરશી શાહ | ,, |
| ૪ | ,, મનસુખલાલ દેવશી શાહ | ,, |
| ૪ | ,, ખવડ લાખાભાઇ ચાંપાભાઇ | સેજકપુર |
| ૪ | ,, ખવડ વાસાભાઇ ભીમાભાઇ | ,, |
| ૩ | ,, ખીમચંદ ભૂરાભાઇ શાહ | ,, |
| ૩ | ,, નારણ ઝીણાભાઇ લુહાર | ,, |
| ૨ | ,, સુખલાલ કચરાભાઇ કામદાર | વઢવાણ શહેર |
| ૨ | ,, કોઠારી જીવણ કરશન | ,, |
| ૨ | ,, શાહ કેશવલાલ અમૃતલાલ | શીયાણી |
| ૨ | ,, નાનચંદ જીવણ | ,, |
| ૨ | ,, મોહનલાલ જીવણ | ,, |
| ૨ | ,, પોપટલાલ જીવણ | ,, |
| ૨ | ,, પટેલ દેવરાજ હરજીવન | ,, |
| ૨ | ,, મણીલાલ છગનલાલ શાહ | સઇજ |
| ૨ | ,, સોની ચતુરભાઇ છગનલાલ | ,, |
| ૨ | ,, મંગળદાસ નગીનદાસ | કલોલ |
| ૨ | ,, શાહ મોહનલાલ શોભારામ | ,, |
| ૨ | ,, વોરા ઓઘડભાઇ નાગર | શીયાણી |
| ૨ | ,, શાહ લલ્લુભાઇ છગનલાલ | ભાવનગર |
| ૨ | ,, મોદી લક્ષ્મીચંદ દયાળજી | ,, |

| | | |
|---|---|---|
| ૨ | શ્રીયુત કરશનદાસ લાલભાઇ | ભાવનગર |
| ૨ | ,, અમૃતલાલ મગનલાલ | રંગુન |
| ૨ | ,, શાહ મણીલાલ ઉજમશી | વઢવાણ કેમ્પ |
| ૨ | ,, શાહ કેશવલાલ પુરૂષોત્તમ | ,, |
| ૨ | ,, શાહ હરીલાલ ખુશાલ | ,, |
| ૨ | ,, પોપટલાલ કાકુભાઇ દોશી | મોટા ટીંબલા |
| ૨ | ,, શાહ હંસરાજ જગજીવન | સેજકપુર |
| ૨ | ,, દાદાભાઇ ગગાભાઇ ખાચર | ,, |
| ૨ | ,, મગનલાલ જેસિંગભાઇ | સઇજ |
| ૧ | ,, શાહ મોહનલાલ દલીચંદ | વઢવાણ શહેર |
| ૧ | ,, શાહ ગુલાબચંદ નાનચંદ | ઉતેલીયા |
| ૧ | ,, ડૉ. સોમચંદ ભોલભાઇ | શીયાણી |
| ૧ | ,, ડૉ. ભાલચંદ્ર ડુંગરશી ખોખાણી | અમદાવાદ |
| ૧ | ,, સંઘાણી ખુશાલચંદ હીરાચંદ | ,, |
| ૧ | ,, શાહ પુરૂષોત્તમ લવજી માસ્તર | વઢવાણ શહેર |
| ૧ | ,, સુખલાલ દલીચંદ ખંધાર | અમદાવાદ |
| ૧ | ,, શાહ ધનજી જેચંદ ટાઇપીસ્ટ | ,, |
| ૧ | ,, ખીમચંદ વખતચંદ શાહ | ,, |
| ૧ | ,, રતનચંદ ગીરધરલાલ | ,, |
| ૧ | ,, મોદી ધનજીભાઇ વાડીલાલ | ,, |
| ૧ | ,, શાહ માણેકલાલ ચુનીલાલ | ખેડા |
| ૧ | ,, છોટાલાલ નરસીંહદાસ શાહ | કલોલ |
| ૧ | ,, શાહ નેમચંદ છગનલાલ | ,, |
| ૧ | ,, મનસુખભાઇ છગનલાલ શાહ | સઇજ |
| ૧ | ,, પા. મોહનભાઇ બાપુદાસ | ,, |
| ૧ | ,, હીંમતલાલ અંબારામ શાહ | ,, |
| ૧ | ,, વૃજલાલ ધોધચંદ શાહ | ,, |

| | | |
|---|---|---|
| ૧ | શ્રીયુત રાવળ બબારામ લક્ષ્મીરામ | સાઇજ |
| ૧ | ,, દેવશંકર બાપુરામ | ,, |
| ૧ | ,, શોભારામ મોતીરામ | ,, |
| ૧ | ,, ડાહ્યાભાઇ અંબારામ | ,, |
| ૧ | ,, ઠાકરડા વરશંગજી હજુરજી | ,, |
| ૧ | ,, ,, મથુરજી જસાજી | ,, |
| ૧ | ,, પટેલ શંકર નરશી | ,, |
| ૧ | ,, નાયક માધવલાલ | ,, |
| ૧ | ,, સાધુ મથુરદાસ રૂપદાસ | ,, |
| ૧ | ,, વોરા હરિ થાવર | શીયાણી |
| ૧ | ,, શાહ શિવલાલ ગુલાબચંદ | ,, |
| ૧ | ,, શાહ મોહનલાલ કાલિદાસ . | ,, |
| ૧ | ,, પારેખ મૂળજી વાલજી | શીયાણી |
| ૧ | ,, પારેખ ઉજમશી જેઠાભાઇ | ,, |
| ૧ | ,, પારેખ ડાહ્યાભાઇ કમળશી | ,, |
| ૧ | ,, શાહ ભૂદરજી ગુલાબચંદ | ,, |
| ૧ | ,, શાહ સુખલાલ ઓધડભાઇ | ,, |
| ૧ | ,, બક્ષી દેવીદાસ જમનાદાસ | ભાવનગર |
| ૧ | ,, મહેતા શાન્તિલાલ ત્રિભુવનદાસ | ,, |
| ૧ | ,, વોરા મથુરભાઇ પ્રેમચંદ | વઢવાણ શહેર |
| ૧ | ,, ડૉ. લક્ષ્મીચંદ મૂળજી ધ્રુવ | વઢવાણ કેમ્પ |
| ૧ | ,, રણછોડલાલ નરભેરામ મોદી | ,, |
| ૧ | ,, શાહ વાડીલાલ કસ્તુરચંદ | ,, |
| ૧ | ,, ડગલી ચીમનલાલ ચુનીલાલ | ,, |
| ૧ | ,, શાહ મગનલાલ લેરાભાઇ | ,, |
| ૧ | ,, વકીલ ચીમનલાલ નાગરદાસ | ,, |
| ૧ | ,, સુંદરલાલ દુર્ગારામ પાઠક | ,, |

| | | |
|---|---|---|
| ૧ | શ્રીયુત રતિલાલ વૃજલાલ મોદી | વઢવાણ કેમ્પ |
| ૧ | ,, મણિલાલ કસ્તુરચંદ શેઠ | ,, |
| ૧ | ,, વકીલ ગોપાળજી શોભણભાઇ | ,, |
| ૧ | ,, શાહ કેશવલાલ વૃજલાલ | ,, |
| ૧ | ,, વકીલ ઉમેદચંદ બેચરદાસ | ,, |
| ૧ | ,, પરશોતમ નાગરદાસ | ધ્રાંગધરા |
| ૧ | ,, નરશી વખતચંદ | ,, |
| ૧ | ,, સંઘવી ચુનીલાલ લાલચંદ | ,, |
| ૧ | ,, ,, અમુલખ જસરાજ | ,, |
| ૧ | ,, શાહ કેશવલાલ નગીનદાસ | ,, |
| ૧ | ,, ડા. ગોરધનદાસ નારણજી | ,, |
| ૧ | ,, સલોત જેચંદ દેવચંદ | સેજકપુર |
| ૧ | ,, માનશંકર રત્નેશ્વર ઓઝા માસ્તર | ,, |
| ૧ | ,, ગોપાળજી રૂઘનાથ શાહ | રાજકોટ |
| ૧ | ,, મગનલાલ ગુલાબચંદ મોદી | ,, |
| ૧ | ,, માધવરાય પ્રાણશંકર રાવળ | ,, |
| ૧ | ,, શાહ મોહનલાલ પ્રભુદાસ | મોટા ટીંબલા |
| ૧ | ,, ભોજુભાઇ શજુભાઇ ઝાલા | ,, |
| ૧ | ,, રાણા શ્રી પચાણજી રવસંગજી | ,, |
| ૧ | ,, જેઠાભાઇ હીરાભાઇ વાળંદ | ,, |
| ૧ | ,, શાહ માણેકચંદ ડાહ્યાભાઇ | વાડલા |



# પૂજ્ય શ્રી લાધાજી સ્વામી સ્મારક ગ્રંથમાળા.



## જૈન મુનિ શ્રી છોટાલાલજી કૃત

| | | | |
|---|---|---|---|
| મણકો | ૧ | વિદ્યાસાગર ભાગ ૧ લો (બીજી આવૃત્તિ) કિં. રૂ. | ૦-૮-૦ |
| ,, | ૨ | ,, ,, ૨ જો ,, | ૧-૦-૦ |
| ,, | ૩ | શ્રી સદુપદેશ કુસુમમાળા (છઠ્ઠી આવૃત્તિ) | ભેટ |
| ,, | ૪ | આંદાની આવજત (નથી) | |
| ,, | ૫ | શ્રી ભક્તામર-મંત્ર-માહાત્મ્ય (બીજી આવૃત્તિ) | ૨-૦-૦ |
| ,, | ૬ | વિશુદ્ધ પ્રેમ પ્રવાહિની (પ્રેમકાવ્યસંગ્રહ) | નથી |
| ,, | ૭ | પૂજ્ય શ્રી લાધાજી સ્વામીનું જીવનચારિત્ર (બીજી આવૃત્તિ) | ૦-૮-૦ |
| ,, | ૮ | વિદ્યાસાગર ભાગ ૩ જો (છપાશે) | |
| ,, | ૯ | ઇશ્વરસ્તુતિ (અ. સું. પઢીયાર કૃત) આવૃત્તિ ૨ જી | ૦-૧-૬ |
| ,, | ૧૦ | મહાંધની મસ્તી (નથી) | |
| ,, | ૧૧ | મારી વિતક વાર્તા (નથી) | |
| ,, | ૧૨ | પવિત્ર પ્રમદાનું પરાક્રમ (કથા) | ૦-૧૦-૦ |
| ,, | ૧૩ | શ્રી લઘુ કાવ્ય બત્રીસી (કાવ્યસંગ્રહ) | ૦-૮-૦ |
| ,, | ૧૪ | અપવિત્ર વસ્ત્ર વિરૂદ્ધ પવિત્ર ખાદી (ચિત્રો) | ભેટ |
| ,, | ૧૫ | લાખા પટેલની લાકડી (બોધક વાર્તા) | ,, |
| ,, | ૧૬ | શ્રી લઘુ સદ્બોધ પુષ્પમાળા | ,, |
| ,, | ૧૭ | શ્રી ત્રિરત્ન | ,, |
| ,, | ૧૮ | શ્રી સામાયિક સૂત્ર | ,, |
| ,, | ૧૯ | બે હાથ જોડી | ૦-૪-૦ |

ભેટ આપવાના દરેક પુસ્તક માટે ૧ આનાની ટપાલની ટીકીટ બીડવી.

પૂજ્ય શ્રી લાધાજી સ્વામી પુસ્તકાલય-મુ. વઢવાણ કેમ્પ (કાઠિયાવાડ)

# પૂજ્ય શ્રી લાધાજી સ્વામી પુસ્તકાલય

## વઢવાણ કેમ્પ.



આ પુસ્તકાલયને કોઇ પણ જાતની સ્થાયી કે ચાલુ આવક છે જ નહિ. પુસ્તકાલયની સ્થાપના સંવત ૧૯૭૫ના કાર્તક સુદિ ૧ મે કરી છે. હાલ તેમાં ૧૫૦૦ લગભગ પુસ્તકો છે અને તે પુસ્તકો કોઇ પણ જાતના જ્ઞાતિ કે ધર્મના ભેદ વિના સહુ કોઇને કાંઇ પણ લવાજમ કે ફી લીધા વિના મફત વાંચવા આપવામાં આવે છે. પુસ્તકાલયની વ્યવસ્થા પ્રથમ શ્રીયુત ગોપાળજી રૂઘનાથભાઈ શાહ કરતા હતા અને તેમના શુભ પ્રયાસથી જ પુસ્તકાલય કોઈ પણ જાતની આવક વિના પણ ટકી રહ્યું. તેઓશ્રીની રાજકોટ બદલી થતાં હાલ પુસ્તકાલયની વ્યવસ્થા મારી શક્તિ અને સમજણ મુજબ હું કરૂં છું.

પુસ્તકાલયમાં ન હોય તેવાં કોઈ પણ વિષયનાં પુસ્તકો ભેટ આપનાર પોતાનું કે પોતાનાં કોઈ સ્નેહી જનનું નામ રાખવાની સાથે અનેકને જ્ઞાનદાનના દાતાર બનશે.

લિ. પૂ. લા. સ્વામી પુસ્તકાલયના વ્યવસ્થાપક

**ર. પો. તલસાણીયા.**

વઢવાણ કેમ્પ.

હે પ્રભુ !

ફરાવે કર્મ કો ભૂલો, ભુલાવી ભાન માહરૂં;
અંતરે ત્રાસ ના તેનો યાદી જો એક તાહરી.

卐 卐 卐

ભલે ભૂલી જઉં હું તો, શાસ્ત્રજ્ઞાન અનેક શાં;
રહું ઘેલો ન દુઃખી હું, યાદી જો એક તાહરી.

卐 卐 卐

ભલેને વ્યોમથી ફેંકે, હજારો શસ્ત્ર વૈરીઓ;
રહું નિર્ભે તથાપિ હું, યાદી જો એક તાહરી.

卐 卐 卐

નથી બ્હીતો બુરાઇથી, પાપની પણ બ્હીક ના;
રહું નિર્લેપ તેથી હું, યાદી જો એક તાહરી.

**મુનિ શ્રી છોટાલાલજી**



મુદ્રક છાપનાર : કુમાર પ્રિન્ટરી : અમદાવાદ